# કાગડાની નજરે

(હિંદી પરથી અનુવાદ)

લેખક

**આશ્રમનો ઉલ્લુ**




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# કાગડાની નજરે

(હિંદી પરથી અનુવાદ)

લેખક

આશ્રમનો ઉલ્લુ

ભૂમિકા લેખક

કિશોરલાલ ઘ. મશરૂવાળા




નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

# પ્રસ્તાવના

ગુજરાતીમાં વિનોદી સાહિત્યની હવે બહુ મોટી ખોટ નથી રહી. બીજાં પુસ્તકોની સરખામણીમાં કદાચ આ પુસ્તકનો વિનોદ કાંઈક ફિક્કોયે લાગવા સંભવ છે. કેટલાંક પાત્રો અપરિચિત હોવાનોયે સંભવ છે. તે છતાં આ પુસ્તકનો ગુજરાતી અનુવાદ પ્રકટ કરવાનું એક કારણ એ છે કે, એક લેખક પોતાની જ સંસ્થા અને સાથીઓ અને, સંભવ છે કે, ખુદ પોતા પર પણ વિનોદ કરે એ કંઈક અંશે અસામાન્ય છે. હિંદી 'સર્વોદય' માસિક ગાંધી સેવા સંઘનું મુખપત્ર છે. તેમાં આ લેખો પ્રથમ પ્રસિદ્ધ થયા હતા. કોઈ ગાંધીવિરોધી પત્રમાં એ લેખ આવ્યા હોત, તો કદાચ તે કોઈ ચાવળાની ટીકા તરીકે લેખાયા હોત. પણ 'સર્વોદય' પોતાના જ મિત્રવર્ગની અને પોતાના જ વિચારોની હાંસી કરનારા લેખોને પોતે જ પ્રસિદ્ધ કરે તેમાંયે એક વિશેષતા હતી. અને જેમની હાંસી કરી છે તેમને પોતાનેયે તે વિનોદ ડંખે એવો નથી, એ આ વિનોદની એક બીજી વિશેષતા છે. વળી એ પણ જણાશે કે, કેટલાક લેખો વિનોદાત્મક હોવા છતાં વિચારપ્રેરક પણ છે. દા. ત. રાષ્ટ્રભાષા પરનો.

આ લેખો પ્રસિદ્ધ થતા હતા, ત્યારે 'સર્વોદય'ના કેટલાક વાચકોએ તેના લેખકને શોધવાની ઘણી ખટપટ કરી હતી. કેટલાકે કાંઈક કલ્પના કરી 'સર્વોદય'ને જણાવી પણ ખરી. અમને એટલી જ જાણ છે કે, ઘણીખરી કલ્પનાઓ ખોટી હતી. 'ગુપ્ત' ફૂટવા દઈને જગતની આગળ 'ઉલ્લુ' તરીકે જાહેર થવું લેખકને પસંદ નથી. આથી એ બાબતમાં અમારેયે મૌન પકડયે જ છૂટકો છે. અને તે દૃષ્ટિએ શ્રી. કિશોરલાલભાઈએ સ્વીકારેલો માર્ગ જ ડહાપણનો છે એમાં શંકા નથી.

ફેબ્રુઆરી, ૧૯૪૭ **પ્રકાશક**

# મૂળ ભૂમિકા

ઉલ્લુને શોધવા નીકળનાર બીજો ઉલ્લુ જ મનાય અને જો કલ્પના કરવામાં ભૂલ કરે તો મોટો ઉલ્લુ ઠરે. આથી હું 'આશ્રમના ઉલ્લુ'ની શોધમાં પડવા ઇચ્છતો નથી. પછી રહ્યો એના વિચારોનો સવાલ. જે ખુલ્લેખુલ્લો ઉલ્લુ જ છે તેના વિચારો સાથે સહમત થાઉં તો હું બીજો ઉલ્લુ ઠરું, અને અસહમત થઈ એક ઉલ્લુના વિચારોની સમાલોચના કરવા બેસવું એ પણ મને પ્રિય નથી. આથી મારે એ જ વૃત્તિ ધારણ કરવી પડે છે, જે રાષ્ટ્રીય મહાસભાએ કોમી ચુકાદાની બાબતમાં રાખી છે. એટલે કે, હું આ ઉલ્લુના વિચારો સાથે સંમત પણ નથી થતો અને અસંમત પણ નથી થતો. કોઈ કે કહ્યું જ છે ને કે, महासभा येन गता स पन्थाः !

સેવાગ્રામ, ૧૮-૭-૧૯૪૨ **કિશોરલાલ ઘ. મશરૂવાળા**

# અનુક્રમણિકા

# ૧

# કિશોરલાલ મશરૂવાળા

સંપાદક ભાઈ,

મારા જેવા એક બીચારા ઉલ્લુ પાસે 'શ્રી' તો ક્યાંથી હોય કે જેમાંથી તમને પણ એકાદ આપી દઉં? તેથી હું તે નથી તો તમારા શિર ઉપર કે નથી તો તમારા પગ પાસે મૂકી શકતો, તેને સારુ મને માફ કરશો.

તમારા 'સર્વોદય'માં ઉલ્લુઓનો પણ કંઈ વિચાર કરાશે કે નહીં, તે હું જાણતો નથી. આ શંકા ઊઠવી તો ન જોઈએ. કારણ કે, ગીતાજી પોતે અમારા જેવાં રાતે જાગનારાં પ્રાણીઓ તરફ બહુ આદરથી જુએ છે, અને મેં સાંભળ્યું છે કે તમે પણ ગીતાજીને બહુ માનો છો. પરંતુ મારા મિત્ર સવાઈ ભૂશુંડીએ મારા મનમાં શક પેદા કરી દીધો છે. તે કહે છે કે, તમે પણ બીજા પંડિતોની માફક એમ જ માનો છો કે ધર્મપુસ્તકો માત્ર વાંચવા માટે જ છે, અમલ કરવા માટે નહીં. તે કહે છે કે તમારા મનમાં કાગડા માટે આદર નથી અને ઘુવડો માટેયે સમભાવ નથી. આના પ્રમાણ તરીકે એણે મને જે વાતો કહી હતી, તે જો તમારી ઇચ્છા હશે તો વળી કોઈ વખત પ્રસંગ આવ્યે સંભળાવીશ.

પહેલાં અમારા બન્નેનું ઓળખાણ કરાવી દઉં. જ્યારે તમે સત્યાગ્રહાશ્રમ, સાબરમતીમાં રહેતા હતા, ત્યારે મારો પણ ત્યાં જ વાસ હતો. જ્યારે તમે સાંજની પ્રાર્થના કરતા, ત્યારે કેટલીયે વાર મેં તમારા માથા પર ચક્કર લગાવતાં લગાવતાં તમારાં દર્શન કર્યાં છે, અને મારો મિત્ર સવાઈ ભૂશુંડી પણ બાળપણથી ત્યાં જ પળ્યો છે. તમને બધાને એ ખૂબ ઓળખે છે અને કેટલીયે વાર પોતાની કાકદૃષ્ટિએ તમારા બધાની આલોચના કર્યા કરે છે. હું તમને સૌને એટલો નથી ઓળખતો, કારણ કે અમને ઘુવડોને તો તમે ઘણુંખરું સૂતેલા જ નજરે પડતા.

આશ્રમના અહિંસાના વાતાવરણમાં રહી રહીને મારી અને ભૂશુંડીની સારી દોસ્તી થઈ ગઈ છે. સાંજ પછી જ્યાં સુધી એની આંખો ઊંઘથી બિડાઈ નથી જતી અને મારી આંખો સારી પેઠે ઊઘડે એટલું અંધારું નથી થતું, ત્યાં સુધી અમે બન્ને અમારા 'આમલી આશ્રમ'માં ગપ્પાં મારતા બેસીએ છીએ. પેલા પુરાણવાળા ભૂશુંડી કરતાં આ મારો મિત્ર સવાયો જ છે. એટલે જ તેની વાતો સાંભળતાં હું ધરાતો જ નથી.

અમારા સંવાદોમાંની કોઈ કોઈ વાતોનો અહેવાલ હું તમારી પાસે રજૂ કરવા ઇચ્છું છું. પરંતુ મને તમારે માટે તમારા સંઘના પ્રમુખનો ડર લાગે છે: કદાચ તે કહેશે કે, કાગડા અને ઘુવડની વાતો તદ્દન ગપ્પાં છે. અને જો તે તમને સત્યનો ભંગ કરવા માટે સજા કરે, તો તમારું શું થાય? ભૂશુંડી તો કહે છે કે એમાં ડરવાનું કંઈ કારણ નથી. કિશોરલાલ* આને વિનોદ સમજીને હસી કાઢશે અને કંઈ નહીં કરે. પરંતુ મેં તો કોઈ જગ્યાએ એને વિષે એમ વાંચ્યું છે કે, કિશોરલાલ કોઈ દહાડો હસે છે કે નહીં, એ પણ એક શંકા જ છે. એટલે હું બાપડો ઉલ્લુ ડરી રહ્યો છું. સંપાદક ભાઈ, જો તમારા પર આ લેખને લીધે કોઈ આફત ઊતરવાની ધાસ્તી હોય, તો આને છાપશો નહીં. હું તમારો ઉપકાર માનીશ: કારણ મને તમારી હિંસા કરવાની જરાયે ઇચ્છા નથી.

વાત આ છે. જ્યારે તમે લોકો મધ્ય પ્રાન્તના પ્રધાનમંડળની ગૂંચો ઉકેલવાના કામમાં લાગેલા હતા, ત્યારે કેટલાયે દિવસો સુધી અમારી બન્નેની વચ્ચે પણ એ જ ચર્ચા ચાલતી રહેલી. ભૂશુંડી આખો દિવસ આશ્રમમાં ફરતો હોવાથી છાપાંની બધી વાતો એ જાણી લાવે છે અને તે બધી તે મને સાંજની વખતે સંભળાવી દે છે. તેની

*** અમારા સાબરમતીમાં તો 'ભાઈ' લગાડ્યા વગર માત્ર કિશોરલાલ નામ લેવું લગભગ પાપ મનાય છે. પરંતુ દાદા(ધર્માધિકારી)એ ગાંધીજીને માટે માત્ર ગાંધી લખીને આ રૂઢિ તોડીને નવો રિવાજ ચાલુ કરી દીધો છે. હું પણ એમને પગલે ચાલું છું. અને એ જ રીતે 'આપ' ને બદલે 'તમે'થી જ તમને સંબોધન કરું છું. આશા છે કે, તમે ખરાબ નહીં લગાડો.**

વાતો સાંભળીને મારા મોઢામાંથી એ વાત નીકળી ગઈ કે કારોબારી સમિતિ આખું પ્રધાનમંડળ વર્ધાના કાર્યકર્તાઓમાંથી જ કેમ નથી બનાવતી? તેમ કરે, તો આખી વાત ઊકલી જાય.

ત્યારે ભૂશુંડીએ કહ્યું, "વર્ધામાં એવો કયો હોશિયાર માણસ છે કે જેને વડો પ્રધાન બનાવવાને લાયક મનાય?"

આ સાંભળીને મને તો બહુ જ આશ્ચર્ય થયું. મેં કહ્યું, "ભાઈ, આ શું કહી રહ્યો છે? બધા તો એમ કહે છે કે જમનાલાલ બજાજ અને બાપુએ તો બધા હોશિયાર હોશિયાર માણસોને પોતાની જ આસપાસ ભેગા કર્યા છે, અને તું કહે છે કે ત્યાં કોઈ લાયક માણસ જ નથી!"

ભૂશુંડી — હું ઠીક જ કહી રહ્યો છું. મને એક એક નામ બતાવો અને હું બધાની બુદ્ધિની કિંમત કરી દઉં. એક વાત તો હું થોડામાં જ સમજાવી દઉં. મનુષ્યજાતિ અને કાગડામાં એક મોટો ભેદ છે. ચાર અથવા ચાળીસ ચતુર કાગડા હળીમળીને સાથે રહી શકે છે અને કામ પણ કરી શકે છે. એટલું જ નહીં, પણ જો એકને બદલે દસ હોય, તો વધારે સારું કામ કરી શકે છે. પરંતુ જો દસ માણસ હળીમળીને કામ કરતા હોય, તો સમજી લેજો કે એમાંનો એક જ ચતુર હશે. બે ચતુર માણસનો સાથ નભી જ નથી શકતો. આ જ સાબિતી છે કે, વર્ધામાં બુદ્ધિમાન માણસો હોવાનો બહુ ઓછો સંભવ છે.

હું — મને તારી આ વાત માન્ય નથી થતી. એક કિશોરલાલને જ લો. આજ જ્યાંત્યાં એની તારીફ થઈ રહી છે. અરે, મેં તો એટલે સુધી સાંભળ્યું છે કે, એક ભાઈએ બાપુને એટલે સુધી કહ્યું હતું કે તમારા સિદ્ધાંતોને ખુદ તમારા કરતાં કિશોરલાલ વધારે સારી રીતે સમજે છે.

ભૂશુંડી — તમે બહુ જ ભોળા છો. પોપટ પણ કોઈ કોઈ વાર માણસ કરતાં સારા ઉચ્ચાર કરે છે. પણ તેથી કંઈ તેનું ભાષાજ્ઞાન મનુષ્ય કરતાં વધારે હોય છે?

હું — તો શું તમે કિશોરલાલને હોશિયાર માણસ નથી માનતા?

ભૂશુંડી — કાગડાની ટોળીમાં તો નહીં જ, પણ માણસોના સમાજમાંયે હું એને બુદ્ધિમાન નથી માનતો.

હું — એ પુરવાર કરવું પડશે.

ભૂશુંડી — હું તૈયાર છું. કાકાને માટે તો મારા મનમાં બહુ જ ગુસ્સો છે. તો પણ હુદલીના સંમેલનમાં એની એક વાત મને બહુ પસંદ આવી. તેણે કહ્યું કે જ્યારે મહાસભામાં ફેરવાદી અને નાફેરવાદી એવા બે પક્ષો પડેલા હતા, ત્યારે એક ત્રીજો પક્ષ પણ હતો. તેનું નામ એણે 'સાથ-ફેરવાદી', એમ પાડયું હતું. એટલે કે, જે બાજુ બાપુ ફરે તે બાજુ ફરનારા લોકો. કાકાએ પોતાને તેવા સાથ-ફેરવાદીમાં ગણાવ્યા હતા. આ બરાબર પણ છે. એમાં કંઈક બુદ્ધિ પણ છે. ભલેને તેઓ પોતાની બુદ્ધિથી કાંઈ નિર્ણય ન કરી શકે, પણ ઓછામાં ઓછું એટલું તો છે જ કે, બાપુની સાથે ફરવાની એ લોકો શક્તિ ધરાવે છે. કિશોરલાલ તો આ ત્રણમાંથી એક પણ નથી. મેં એનું નામ સુસ્ત-ફેરવાદી (સ્લો-ચેન્જર) રાખ્યું છે. એનું આખું જીવન એ ધીરે ધીરે ફરનાર માણસનો નકશો છે.

હું — એ કેવી રીતે?

ભૂશુંડી — જુઓ, જ્યારે તે આશ્રમમાં આવ્યા, ત્યારે મહિનાઓ સુધી તેણે આશ્રમના માટલાનું પાણી સુધ્ધાં પીધું નહોતું. આશ્રમની રસોઈ એને માટે ન ખાવાલાયક વસ્તુ હતી. જો કોઈ છોકરાની કંઠી તૂટી જતી અને તે તરત બીજી ન પહેરી લે, તો તે અકળાઈ જતા. તે આ વિષયમાં કાકા જોડે કેટલીયે વાર ઝઘડ્યા છે. તિલક, માળા, અને આભડછેટમાંથી નીકળતાં એને વર્ષો લાગ્યાં. બાપુએ એક વાર કહ્યું કે આ જમાનામાં આપણે નિયમિત કાંતણને એક ધાર્મિક ક્રિયા સમજવી જોઈએ. તેનો એણે વિરોધ કર્યો હતો. પછી કેટલાંક વર્ષો પછી પોતે જ તેનું સમર્થન કરવા લાગ્યા. હુદલીની જ વાત સાંભળો. વફાદારીના સોગંદની બાબતમાં તે ત્યાં કેટલા ઊકળ્યા, પણ એક મહિનાની અંદર તો બાપુના મતનું સમર્થન કરનારો લેખ પણ લખ્યો. આવી તો સેંકડો વાતો હું ગણાવી શકું. તે સુસ્ત-ફેરવાદી છે અને તે તેની મંદ બુદ્ધિનું પરિણામ છે.

હું — પણ એની ખ્યાતિ તો આજે ઊલટી જ છે, એમ કેમ ?

ભૂશુંડી — મનુષ્યજાતિ એટલી બેવકૂફ છે કે તે કાળાને રંગ અને સફેદને રંગનો અભાવ કહે છે. સાચી વાત તો એ છે કે, કાળામાં રંગનો અભાવ હોય છે અને સફેદમાં બધા રંગનું મિશ્રણ હોય છે. પણ માણસ બે બે આંખો હોવા છતાં ઊલટું જ સમજ્યે રાખે છે. એ જ રીતે તેઓ કિશોરલાલને અતિ બુદ્ધિમાન માને છે. ખરી રીતે તો તે મંદબુદ્ધિ છે. મનુષ્યની નજર ઊંધું જ જોતી હોય છે, એ હું કિશોરલાલના શબ્દોમાં બતાવી શકું છું. પોતાના 'જીવનશોધન' નામના પુસ્તકમાં એણે જે લખ્યું છે, તે હું સંભળાવું છું :

"કોઈ કોઈ વાર એમ બને છે કે, એક માણસ જે વિષયમાં તે પૂર્ણ હોય છે, તેને લીધે પ્રસિદ્ધ નથી થતો પણ ઊલટું એ જે વિષય સિદ્ધ કરવા માટે પ્રયત્ન કરે છે, તેને લીધે તે પ્રસિદ્ધ થાય છે. અને એને લીધે એનું જીવનકાર્ય એણે પ્રસ્થાપિત કરેલા મતોથી વિરુદ્ધ લાગે છે. બે ઉદાહરણોથી આ સ્પષ્ટ કરું છું. શંકરાચાર્યની ખ્યાતિ નિવૃત્તિમાર્ગના પુરસ્કર્તા અને જ્ઞાનમાર્ગને મહત્ત્વ આપનાર તરીકેની છે. પણ તેમનું જીવન હિંદુ ધર્મની પુનઃસ્થાપના કરવાની યોજના બનાવીને તેને અમલમાં મૂકવાની પ્રચંડ પ્રવૃત્તિ કરવામાં ગયું. તેમાં તેમણે સારી કાર્યકુશળતા પણ બતાવી. તો પણ કર્મપ્રવૃત્તિની એમણે નિંદા જ કરી. આનો ખુલાસો એ છે કે, આ જાતનું કામ કરવાની એમનામાં જન્મ-સિદ્ધ આવડત હતી, પણ આત્મજ્ઞાન એમણે સાધના કરીને મેળવ્યું એટલે આત્મજ્ઞાનની તારીફ કરતા રહ્યા. આનાથી તદ્દન ઊલટું ઉદાહરણ લોકમાન્ય તિલકનું છે. એમણે પ્રવૃત્તિધર્મની શ્રેષ્ઠતા સિદ્ધ કરવા માટે પરિશ્રમ કર્યો, પણ પોતાના જીવનમાં એમણે વધારે પડતો જ્ઞાનયોગ જ કરી બતાવ્યો. વિવિધ વિદ્વત્તાપૂર્ણ ગ્રંથોનું લેખન, પોતાના મતોનો પ્રચાર કરવા માટે ઉપદેશ, રાજનીતિમાં પણ નવા આચારને બદલે નવા વિચારની સ્થાપના એ બધું એમણે સારી પેઠે કર્યું. સ્વરાજ્યનો વિચાર એમણે આપ્યો પણ તે મેળવવા માટેની કોઈ નિશ્ચિત યોજના અને તે અમલમાં મૂકવાની કુશળતા એમનામાં નહોતી, એટલે કે, કર્મયોગને આચારમાં મૂકવાનો તેમનો પ્રયત્ન રહ્યો અને કર્મયોગના આચાર્યની

ખ્યાતિ મેળવી, પણ એમનામાં જે સ્વભાવસિદ્ધ જ્ઞાનયોગ હતો, તેનું જ આચરણ તેમણે કર્યું."

આ જ ન્યાયે કિશોરલાલનો હિસાબ કરી લો. એનામાં બુદ્ધિ ઓછી છે અને તે વધારવાનો તે પ્રયત્ન કરી રહ્યા છે. સમજુ માણસ જે વિષયમાં પોતે સમજતો નથી, તે વિષે મૌન રાખે છે. પરંતુ એનામાં તો મૌન રાખવાની પણ અક્કલ નથી. જે વિષયમાં ઓછું સમજાય છે, તે જ વિષયમાં એ વધારે લખેબોલે છે, અને એનાથી પણ ઓછા અક્કલવાળા લોક એને બુદ્ધિમાનનું પ્રમાણપત્ર આપે છે!

હું — તો શું કિશોરલાલ મારા જેવા એક ઉલ્લુ જ છે?

ભૂશુંડી — ના, ના, હું તો એને પોપટ કહીશ.

હું — પોપટ તો માણસને બહુ પ્રિય છે.

ભૂશુંડી — હા, એટલે જ તો આજકાલ કિશોરલાલ પ્રિય છે. પોપટના જેવા ભાવિક પણ છે, એટલે તો સહેલાઈથી પાળી પણ શકાય છે.

હું — તો પછી મનુષ્યસમાજમાં એને પ્રધાન બનાવવામાં શી અડચણ છે? એને થોડું જ આપણા લોકોનું રાજ ચલાવવાનું છે?

ભૂશુંડી — તે કોઈ નાની નાની ચીજો સારી રીતે કરી આપશે. નાની વાતોમાં સત્યાગ્રહ અથવા દુરાગ્રહ પણ રાખશે. પણ મોટી બાબતોમાં પોતાના મનની વિરુદ્ધ પણ બીજા લોકોને પોતા પર અધિકાર ચલાવવા દેશે. દાખલા તરીકે, જો એનો કેળવણી ખાતાનો પ્રધાન 'ઇ' 'ઉ'ની જગ્યાએ 'અિ' 'અુ' ચાલુ કરવા માગશે, તો પ્રધાનમંડળને તોડી નાંખવા સુધી તે આગળ વધશે. એના કાર્યાલયનો કોઈ મહેતો કોઈ ઊંચા કાગળ ઉપર કાચો મુસદ્દો લખી લાવશે, તો તેના ઉપર નારાજ થઈ જશે. તે બધાં સરકારી કાર્યાલયોને હુકમ કરશે કે, જેટલા એક બાજુ લખેલા કાગળ નકામા થઈ જાય, તે બધાનો ઉપયોગ કાચા મુસદ્દા કરવામાં, નકલ કરવામાં અને પરબીડિયાં બનાવવામાં કરવામાં આવે. પણ જ્યારે તે મનુષ્યનો નૈતિક સુધારો કરવા માટે સિનેમા, નાટકો, છાપાંઓ અને પ્રકાશનો પર અંકુશ મૂકવાની વાતો કરશે, ત્યારે કોઈ એનું સાંભળશે નહીં. મેં સાંભળ્યું છે કે, ઔરંગઝેબ જ્યારે ગાદી પર

બેઠો ત્યારે બધા ગવૈયાઓ એક પ્રેતયાત્રા કાઢીને ઔરંગઝેબના મહેલની સામેથી રોતા કકળતા અને માથું ધુણાવતા નીકળ્યા. ઔરંગઝેબે પૂછ્યું, 'આ કોણ મરી ગયું છે?' ગવૈયાઓએ કહ્યું, 'સંગીતદેવી મરી ગઈ છે. તેને દાટવા કબ્રસ્તાન જઈએ છીએ.' ઔરંગઝેબે કહ્યું, 'બહુ આનંદની વાત છે. એને એટલી ઊંડી દાટી દો કે, એની આહ પણ બહાર ન નીકળી શકે.' મને ડર છે કે જો કિશોરલાલ વડા પ્રધાન થાય, તો સાહિત્ય, સંગીત અને કળાના ભક્તો એવું જ કંઈક કરશે. કદાચ સંકોચને લીધે કાકા આ યાત્રામાં ન ભળે, તો પણ રવિશંકર રાવળ.—અને કોને ખબર કદાચ કનૈયાલાલ મુનશી પણ,—અને ત્રાવણકોરના રામચંદ્રન તો જરૂર એમાં ભળશે જ. અને કિશોરલાલમાં ઔરંગઝેબ જેવી હિંમત તો છે નહીં, એટલે પછી તેઓ એ દાદડીને છોડી નંખાવશે. સાહિત્ય, સંગીત, કળાને અભયદાન આપશે અને કહેશે કે, 'એની જગ્યાએ મને બાંધી દો.' એવી જ રીતે જ્યારે તે સિક્કાને બદલે અનાજ અને સૂતરમાં લેણદેણ કરવાની વાતો કરશે, ત્યારે કોઈ તેનું સાંભળશે નહીં. જોકે આ બાબતમાં એના મતો છે તો પાકા, પણ ત્યાં તે દબાઈ જશે. કદાચ કોઈ વાર આગ્રહ રાખશે, તો પણ જેવું બાપુ, કાકા, કારોબારી સમિતિ વગેરે એમને કહેશે કે, 'કિશોરલાલ, હજુ એનો સમય નથી આવ્યો, અમારું માની લો,' તો દબાઈ જશે. મેં કિશોલાલને બહુ સારી રીતે ઓળખી લીધા છે. પણ જો તમે માણસોનો મત પૂછશો, તો એના પ્રેમીઓમાંના પંચાણું ટકા લોકો તો જરૂર એમ કહેશે કે, તે સ્વતંત્ર વિચાર રાખનાર માણસ છે, તે બાપુ સામે પણ પોતાના વિચાર દબાવતા નથી. હું તો કહું છું કે, મનુષ્યજાતિનો બુદ્ધિવિકાસ હજુ કોયલ જેટલો પણ નથી થયો. બુદ્ધિ શી ચીજ છે, તેની તેમને પરીક્ષા જ નથી.

છતાં એક શરત પર હું કિશોરલાલને પ્રધાન બનાવવાનું પસંદ કરું. કારોબારી સમિતિ ધારાસભાના સભ્યો પાસે પ્રતિજ્ઞા લેવડાવે છે કે, જ્યારે ફરમાન થાય ત્યારે તેઓ પોતાની જગ્યાનું રાજીનામું આપી દેશે. જો તેઓ કિશોરલાલની પ્રતિજ્ઞામાં એક ફરક કરી દે કે, જ્યાં સુધી કારોબારી સમિતિ ફરમાન ન કરે, ત્યાં સુધી તેઓ રાજીનામાની

વાત સુધ્ધાં નહીં કરે, તો એક વાર તેને અજમાવી જોવામાં હું હરકત માનતો નથી.

હું — આ કેવી રીતે બની શકે ? શું કારોબારી સમિતિ એને સારુ અપવાદ કરી શકે છે ?

ભૂશુંડી — જો જમનાલાલ બજાજને આ વિચાર સુઝાડવામાં આવે, તો તે તરત આની યોગ્યતા સ્વીકારી લેશે અને પછી તે કારોબારી સમિતિમાં બધાને સમજાવી શકશે.

હું — ઠીક, એની વાત જવા દો. પણ કાકાને પસંદ કરે, તો તમારો શો મત છે ?

ભૂશુંડી — હવે તો મારી આંખો ઊંઘથી ઘેરાઈ ગઈ છે. વળી બીજી કોઈ વાર આ વિષયને છેડીશું.

૧ ડિસેંબર, ૧૯૩૮ તમારા

**આશ્રમનો ઉલ્લુ**

## ૨

# કાકા કાલેલકર

સંપાદક ભાઈ,

બીજે દિવસે સાંજ થતાં જ હું ભૂશુંડીની રાહ જોતો બેઠો. જ્યારે તે આવ્યો, ત્યારે મેં કહ્યું કે, આજે તારે મને બતાવવું જોઈશે કે કાકાને કેમ પ્રધાન ન બનાવી શકાય. મેં તો કેટલાયે લોકોને કહેતા સાંભળ્યા છે કે, જો તે બીજા કોઈ સ્વતંત્ર દેશમાં જન્મ્યા હોત, તો કેટલાંયે વિશ્વવિદ્યાલયોએ પોતાની આદરસૂચક પદવીઓ તેને અર્પણ કરી હોત. માત્ર એક હિંદુસ્તાનમાં જ એવા બેકદર લોકો રહે છે કે, જેઓ પોતાના ભાઈઓની કિંમત આંકી શકતા નથી. કિશોરલાલની બાબતમાં તો તારું કહેવું કંઈક ઠીક છે, એ હું સમજી શકું છું. તે સાહિત્ય-સંગીત-કલાને નથી સમજી શકતા, ધર્મની ભવ્ય કલ્પના અને રૂપકોની કદર નથી કરી શકતા, અને લોકોની ભાવનાઓ પ્રત્યે અનુરાગ

પણ નથી રાખતા. પણ કાકાને એટલી સહેલાઈથી તમે નાલાયક નહીં ઠરાવી શકો. તે માત્ર એક મોટા વિદ્વાન અને ચારિત્રવાન પુરુષ છે એટલું જ નહીં, સ્વદેશભક્તિના નામમાત્રથી તેનાં રોમ રોમ પુલકી ઊઠે છે. આ સિવાય એનામાં મનને આનંદ આપે એવી ભવ્ય કલ્પનાશક્તિ છે. લોકોની ભાવનાઓને તે નવાં નવાં રૂપકોથી શણગારી શકે છે. અને તે બધાથી ચડી જનારી બાબત તો છે તેનું બાપુ પ્રત્યેનું વફાદાર સૈનિકપણું.

ભૂશુંડી — ધુધ્ધુકાકા,* એ તો બધું ઠીક જ છે. મને થોડો જ કંઈ કાકાને માટે દ્વેષ છે! હા, એણે મારી જાતિ પર અન્યાય તો બહુ જ કરેલો છે. તો પણ એટલા માટે હું કંઈ એનો દ્રોહ નહીં કરું. પરંતુ એણે કરેલા અન્યાયથી મેં એની યોગ્યતાનું માપ તો જરૂર કરી જ લીધું છે.

કાકાએ પોતાના જેલના અનુભવોની એક ચોપડી લખી છે.× તેમાં કાગડા કોયલનાં ઈંડાંને પોષે છે, એટલી વાત પરથી કાગડાને મૂરખ કહ્યો છે. પણ કાકા એ નથી જાણતા કે, આવા અવિચારી વાક્યથી એણે દેખાડી દીધું કે માત્ર પોતે જ નહીં, પણ આખી માનવજાતિ કાગડા કરતાં બુદ્ધિમાં કેટલી હદ સુધી ઊતરતી છે. મને કેટલીયે વાર આશ્ચર્ય થતું હતું કે, માણસોમાં કોયલના અવાજ માટે આટલો આદર કેમ છે? અર્ધી રાતે ઊંઘ ઉડાડી દે અને કાનોના પડદા તોડી નાખે એવા મોટા, અને એક જ સૂરમાં 'કૂ' 'કૂ' કરવાવાળા તે વિચિત્ર પક્ષીના અવાજને તે લોકો મીઠો કેમ કહી શકે છે? પણ કાકાનો એ મત હું સમજી ગયો. મેં વિચાર્યું કે, જેમની સમજ અને સભ્યતા સરખી હોય છે, તે એક બીજાને ડાહ્યા માને છે: અને જેમની સમજ અને સભ્યતા પોતાથી ઉચ્ચ કોટિની હોય છે, તેને તે સમજી જ નથી શકતા, અને પોતાની ઓછી બુદ્ધિને લીધે તેને બેવકૂફ કહેવાની હિંમત કરે છે. સાધારણ માણસ હજુ કોયલની બુદ્ધિ અને સભ્યતાથી આગળ નથી વધ્યો, તેથી તે કોયલની કદર કરી શકે

* અમારા ગુજરાતમાં વૃદ્ધોને કાકા કહેવાનો રિવાજ છે, એટલે ભૂશુંડી મને ધુધ્ધુકાકા કહે છે.

× 'ઓતરાતી દીવાલો', નવજીવન કાર્યાલય, અમદાવાદ

છે, પણ કાગડાની સભ્યતાને નથી સમજી શકતો. આજ લાખ્ખો વર્ષો પછી પણ હજુ માણસ એ નથી સમજ્યો કે, સ્ત્રી અને પુરુષમાં ભેદ ન રાખવો જોઈએ. એટલું જ નહીં, સ્ત્રીઓને કેળવણી આપીને તથા પોતાનાં બધાં કામોમાં સાથે રાખીને પોતાની બરોબરીની કરવી જોઈએ. આ જ વાત કોયલની છે. તે પક્ષીને પેદા થયાને લાખ્ખો વર્ષો થયાં છે અને તેનો નર પોતાના તીણા અવાજનો આટલો ગર્વ રાખે છે. પણ એને જરા પૂછો તો ખરા કે, તેણે પોતાની બીબીને અત્યાર સુધી જરા પણ 'કૂ' 'કૂ' કરતાં કેમ નથી શીખવ્યું? અરે, માળો બનાવતાં નથી તો તેને પોતાને આવડતું, કે નથી તેણે પોતાની બીબીને તે શિખવાડયું. અને, તેમનામાં પોતાનાં બચ્ચાંને પોષવાની લાયકાત તો છે જ નહીં. બિચારાની પેલા મનુષ્ય કવિના જેવી દશા છે, જે ખીચડી પર સુંદર કાવ્ય તો બનાવી શકે છે, પણ નથી કહી શકતો કે, ખીચડીમાં ચોખા વધારે જોઈએ કે દાળ! તે માટે તો તેને પોતાની સ્ત્રી સામે જ જોવું પડે છે. જેવી રીતે કવિ પોતાની પત્નીની ચતુરાઈને લીધે જ પેટ ભરે છે, તેવી જ રીતે અમારી ઉચ્ચ સભ્યતા અને ઉદારતાને લીધે જ કોયલનો વંશ ચાલે છે. અમે માનીએ છીએ કે, તે અમારી જ એક પછાત જાતિ છે, અને તેથી તેમની હાલત પર દયા ખાઈએ છીએ અને અમારી દયાવૃત્તિ તેમને બચાવી લે છે.

સાધારણ મનુષ્ય અને કોયલમાં એક બીજી પણ સમાનતા છે. જેમ એમનામાં કાળી ચામડીથી શરમાનારા લોકો મળી આવે છે, તેમ જ કોયલને પોતાના કાળા રંગની એટલી શરમ આવે છે કે, કોઈ પણ વખત તેને મેદાનમાં આવીને પોતાનું મોઢું બતાવવાની ઇચ્છા નથી થતી. અને પછી જે રીતે જંગલી માણસ રાતને ચીરી નાંખે એવા મોટા અવાજથી બરાડી ઊઠે છે, તે રીતે તે પણ બરાડવા માંડે છે, અને તેના જેવા જંગલી માણસોને તે બરાડા મીઠા લાગે છે.

અમ કાગડાઓમાં એવું નથી. જેટલી ચતુરાઈ અમારા મરદોમાં છે, તેટલી જ માદાઓમાં પણ છે. જેવી રીતે અમે જુદી જુદી જાતના 'કા કા' અવાજ કરી શકીએ છીએ, તેમ જ તે પણ કરી શકે છે. જુઓને અમારો અવાજ કેવો મધ્યમ અને જેવો પ્રસંગ હોય તેવો

નીકળે છે! અને ભગવાને આપેલા રંગની અમને કંઈ શરમ નથી. સમાજસંગઠન અને ભાઈચારો જેટલાં અમારી જાતિમાં છે, તેનો સોમો ભાગ પણ મનુષ્યમાં ઉપજાવવા માટે કોણ જાણે કેટલા ઈશુ, બુદ્ધ અને ગાંધીએ જન્મ લેવો પડશે.

હું — પણ તું તો કાકાની વાત કરતાં કરતાં પોતાનો જ મહિમા ગાવા લાગ્યો!

ભૂશુંડી — નહીં, નહીં. એક નાની શી ચીજથી કેટલી પરીક્ષા થઈ જાય છે, તેનો આ નમૂનો છે. હજુ તો કાકાની પરીક્ષા પૂરી નથી થઈ. કાકાની આ નાની આલોચનાથી હું એ દેખાડવા માગું છું કે, કાકા હિંદુ જ નથી, સનાતની હિંદુ તો જરા પણ નથી, અને આપણે એને ગાંધીવાદી તો હરગિજ નથી માની શકતા.

હું — હું તો ઉલ્લુ જ છું, પણ એમ લાગે છે કે, તું તો જાતિ-અભિમાનથી એટલો આંધળો અને ગાંડો થઈ ગયો છે કે, પોતાનો વિવેક જ ગુમાવી બેઠો છે.

ભૂશુંડી — ના, ઘુઘ્ઘુકાકા, હું એટલો પાગલ નથી. હું ઠીક જ કહી રહ્યો છું. જો કાકા સાચા સનાતની હોય, તો તે કાકભૂશુંડીના વંશજો માટે આટલો અનાદર શી રીતે રાખી શકે? પણ તેને માત્ર કાગડા પર જ ઘૃણા નથી. દેડકા, જેણે બ્રાહ્મણોને વેદ ગાવાની રીત શીખવી અને જે પણ કાગડાની માફક ગંદકી સાફ કરનારો છે, તેને માટે પણ તેમને ઘૃણા જ છે. જે ભેંસે એને સંગીતનો 'રી' સ્વર આપ્યો, તેના પ્રતિ પણ એમનામાં સમભાવ નથી. તે આકાશના વીંછુડાને તો કલાકો સુધી જોયા કરે છે, પણ પૃથ્વી પરના વીંછી તરફ એના મનમાં જરાયે અહિંસા નથી, અને ઊધઈ માટે પણ નહીં. અને કહેવાય છે કે, ઊધઈનો મહિમા તો વેદો અને સિદ્ધગ્રંથોમાં પણ મળી આવે છે.

ઠીક; હવે એનો ગાંધીવાદ જુઓ. બાપુજીને ભંગી માટે કેટલો આદર છે! માનવોમાં જેવા ઊંચા પ્રકારનું કામ ભંગી કરે છે, તે જ જીવસૃષ્ટિમાં કાગડા, દેડકા અને ઊધઈ કરે છે. પણ માનવભંગી એ કામ બળજબરી, આસક્તિ તથા અકુશળતાથી કરે છે, જ્યારે આ બધાં

તે ખુશી, અનાસક્તિ તથા કુશળતાથી પોતાનો ધર્મ સમજીને કરે છે. તેના પ્રતિ ઘૃણા રાખવાવાળા કાકા ગાંધીવાદી કેવી રીતે કહી શકાય?

હું — ઠીક, તારી એ વાત જવા દે. પણ તું શું ખરેખર એમ કહેવા માગે છે કે કાકા સફળ પ્રધાન ન થઈ શકે?

ભૂશુંડી — બિલકુલ નહીં. ધારાસભા એની સાથે એવો જ વર્તાવ કરશે, જેવો સાધારણ લોકો પોતાની પ્રિય કોયલની સાથે કરે છે.

હું — એટલે શું?

ભૂશુંડી — પહેલાં તો લોકો પોતે 'કૂ કૂ' પોકારીને કોયલની ખુશામત કરે છે. તે બેવકૂફ તેનાથી ખુશ થઈ જાય છે અને પોતાના ગુપ્ત સ્થાનમાંથી 'કૂ કૂ' પોકાર કરવા લાગે છે. ત્યાર પછી લોકો એને જોવા અથવા ઉડાડવા ડાળ પર પથ્થર ફેંકે છે અને બીચારાને ભગાવે છે. જો કોયલ તરફ માણસોનો ખરેખરો પ્રેમ હોત, તો તેઓ એમ શું કામ કરત? અને જરા કોઈ ખેડૂતને પૂછી તો જુઓ કે, તે પોતાના આંબામાં કોયલનું રહેવું પસંદ કરે છે ખરો? ખેડૂત માને છે કે જે આંબાના ફળને કોયલ સ્પર્શ કરે છે, તેની ગોટલીમાં દોષ આવી જાય છે. આવી જ રીતે આ લોકો કાકાનો આદર કરશે અને તેને બોલવા કહેશે. અને જ્યારે તે બહુ બોલવા માંડશે એટલે એને ભગાડવાનો પૂરેપૂરો પ્રયત્ન કરશે.

હું — એનું શું કારણ છે?

ભૂશુંડી — એનું કારણ તો કાકાએ જ પેલી પોતાની ચોપડીમાં બતાવી દીધું છે. જોકે ત્યાં પણ તે કાગડાને તો સમજી નથી શક્યા. પણ એણે માની લીધું છે કે, જે રીતે લોકો તેના તરફ વર્તાવ કરે છે, તે જ રીતે કાગડા પણ કરતા હશે. તેણે લખ્યું છે કે, "જ્યારે કાગડા અને કોયલનાં બચ્ચાં સાથે મોટાં થાય છે, ત્યારે કૌઆરાણી . . ."

હું — જરા થોભ. આ તારો કૌઆરાણી શબ્દ મને ખટકે છે. રાણીનો જમાનો તો હવે છોકરાંઓની વાતોમાંથી પણ ચાલ્યો ગયો છે. તમે તમારી માદાઓને હવે રાણી ન કહો.

ભૂશુંડી — ખૂબ કરી! વાહ, કાકા વાહ! તો કૌઆદેવી લો! હા, તો "કોઅ.દેવી તેમને શીખવવા માટે 'કા કા' બોલે છે. કાગડાનું

બચ્ચું તો બોલતાં શીખી જાય છે પણ કોયલનું બચ્ચું 'કૂ કૂ' કરી ઊઠે છે. આનાથી નારાજ થઈને કૌઆદેવી તેને ચાંચ મારીને હાંકી દે છે." આ અમારી દેવીઓ પર પૂરેપૂરો જુઠ્ઠો આક્ષેપ છે. પણ એમાં શંકા નથી કે, કાકાને આ જ ન્યાય મળે છે. જુઓ મોટા મોટા લોકો તેની ચારે તરફ બેસે છે અને પ્રેમથી 'કાકા, કાકા' કહે છે. જરૂર તે લોકો પણ એ જ આશા કરતા હશે કે, તે પણ 'કાકા કાકા' કરે. પણ કાકા તો એમની હામાં હા ભેળવવાને બદલે 'કૂ કૂ' એમની વાતોને કાપી નાખે છે. ત્યારે પેલાઓને ગુસ્સો આવી જાય છે અને એને કાઢી મૂકવાની ઇચ્છા કરે છે. મેં કહ્યું ને કે પોપટ અને કોયલમાં મનુષ્ય લોકો બહુ ભેદ કરે છે. જો એકાદો પોપટ બાપુને પણ કહે કે, આ તમારી ભૂલ છે, તો લોકો કહેશે કે જુઓ "આની વાણી કેટલી સાફ છે, કેટલો સ્પષ્ટ ઉચ્ચાર કરે છે!" પણ જ્યારે લોકો કાકા પાસે 'કા-કા' કરાવવા માગે અને તે એને બદલે 'કૂ કૂ' કરે, તો લોકોએ જરૂર એની દૃષ્ટિએ કૌઆદેવી કરે છે, તેના જેવું જ કરવું જોઈએ.

હું—આ તારી ગોળ ગોળ વાતો મારા સમજવામાં નથી આવતી, સરળ ભાષામાં સમજાવ.

ભૂશુંડી—સીધી વાત એ છે કે, કિશોરલાલ માત્ર પોપટ છે. તે જોરથી પણ કહે કે આ ભૂલ છે, તો લોકો સમજશે પોતે જે શીખ્યા છે, તે જોરથી બોલે છે. બોલવા દો. સારું લાગે છે. કિશોરલાલ જઈને ભૂલ કરનારનો હાથ તો પકડતા નથી. પણ કાકા એમ કહે કે તમારું કહેવું તો ઠીક છે, પણ હું થોડો ફેરફાર કરવા ચાહું છું અને મારા વિચારથી કામ કરવા માગું છું. તો પણ લોકો એમ સમજી લે છે કે, કાકા દખલ કરવા આવ્યા છે. એટલા માટે એના પર ઊકળે છે. હવે બતલાવો જોઉં કે તેઓ કેવી રીતે પ્રધાન થઈ શકે?

આટલું કહેતાં કહેતાં કાગડાની આંખો બિડાઈ ગઈ અને હું પણ શરીરશ્રમથી મારો ખોરાક પેદા કરવા ઊડ્યો.

જાનેવારી, ૧૯૩૯ તમારા

**આશ્રમનો ઉલ્લુ**

3

# રાષ્ટ્રભાષા

સંપાદક ભાઈ,

મને સાંભળીને દુઃખ થયું કે, તમારા કેટલાક વાચકોને મારા અને સવાઈ ભૂશુંડીના સંવાદથી ખરાબ લાગ્યું છે. તમે અમારી વકીલાત કરતી જે બે નોંધો* લખી, તેનાથી ભૂશુંડી બહુ નારાજ થઈ ગયો, અને તેણે મારા ઉપર એક ખાસ્સું લાંબું વ્યાખ્યાન આપી દીધું. પણ તમારા વાચકો આવી ટીકા સહન નથી કરી શકતા, એટલે તેનો સારાંશ પણ આપવા નથી માંગતો.

એ આશ્ચર્યની વાત છે કે, મેં મારું તથા મારા મિત્રનું નામ સ્પષ્ટ શબ્દોમાં બતાવી દીધા છતાં પણ હજુ તમારા વાચકો અમારાં નામ તમને પૂછે છે. ભૂશુંડી તો તે સાંભળીને ખડખડાટ હસી જ પડ્યો: "જુઓ, આ લોકો એક તો પોતાને સનાતની હિન્દુ કહેવડાવે છે, રોજ 'રામચરિત માનસ' વાંચે છે અને 'યોગવાસિષ્ઠ' પણ સાંભળે છે. શું આ પુસ્તકોમાં ભૂશુંડી અને ભરદ્વાજનો સંવાદ નથી? શું તુલસીદાસજીના ગયા પછી દુનિયા એટલી બદલાઈ ગઈ છે કે, જે જાતના સંવાદ તે વખતે થઈ શકતા હતા તેવા હવે તમારી અને મારી વચમાં થઈ જ ન શકે? એ સંવાદો માટે તેમને આસ્તિકતા છે, તો આ અમારા સંવાદ માટે નાસ્તિકતા શું કામ? યોગવાસિષ્ઠ, રામચરિત માનસ વગેરે ગ્રંથો ઉપર કેટલાયે મોટા મોટા ગ્રંથો રચાયા, પણ કોઈનેયે એ શંકા નથી આવતી કે, કાકભૂશુંડી, ભારદ્વાજ, વૈનતેય, ગીધ વગેરે નામો પણ માણસોનાં જ નામ હશે. બધાએ જ માની લીધું છે કે, તે બધા મહાન ઋષિઓ જ હતા અને પક્ષીઓના રૂપમાં રહેતા હતા, અને તે લોકોમાં ચર્ચાઓ થઈ શકતી હતી. ત્યારે હવે શું કામ આ શોધ ચાલી રહી છે? આ ઉપરાંત વળી તમારા દાદા લખે છે કે, આ સંવાદ વિનોદી અને મજાક જ છે. શું હું એવો બેવકૂફ અને નકામો

* આ લેખને અંતે જુઓ.

છું કે કોઈનો વિનોદ અથવા મજાક કર્યા કરું ? જે જેવું છે, તેવું સાફ સાફ બતાવી દઉં છું અને તમારી ભોળી માન્યતા સુધારી દઉં છું. એ તમને માન્ય થાય છે, એટલે તમે તે દાદાને લખી મોકલો છો. આમાં મજાક ક્યાં છે? જો તે વાચકોને પોતે જુદી જુદી વ્યક્તિઓ વિષે કરેલી ખોટી માન્યતાઓ સુધારવી પસંદ ન હોય, તો મારે શું પડી છે? આપણા આ સંવાદોનો અહેવાલ એમને ન મોકલો!"

એટલે હવે હું તમે (દાદા), વિનોબા વગેરે વર્ધાના મોટા મોટા કાર્યકર્તાઓ, જેમને હું પ્રધાનપદાં માટે યોગ્ય માનતો હતો, તેમને વિષેના તેમ જ બીજી કેટલીક વ્યક્તિઓ વિષેના મારા મિત્રના વિચારો પ્રગટ કરતાં રોકાઈ જાઉં છું અને માત્ર તમારા લોકોના કેટલાક પ્રશ્નો વિષે તેના વિચારો પ્રગટ કરું છું. જોઈએ તેની તમારા વાચકો પર શી અસર થાય છે.

એક પ્રસંગ તાજો જ છે. માલૂમ પડે છે કે, કિશોરલાલે હાલમાં જ રાષ્ટ્રભાષા પર કંઈક ભાષણ આપ્યું હતું. કાગડાએ એ વાત મારી સાથે છેડી.

મેં પૂછ્યું કે, આ રાષ્ટ્રભાષા અને તેનાં નામોનો શો ઝઘડો છે? મારી સમજમાં તે આવતો નથી. મને જરા સારી પેઠે સમજાવી દે ને ભાઈ.

ત્યારે સવાઈ ભૂશુંડી બોલ્યો, કાકા, એ બહુ લાંબી લચક વાત છે. એનાં મૂળ તો વાલ્મીકિ રામાયણ કરતાંયે પ્રાચીન સમય સુધી પહોંચે છે. પણ એ લાંબી વાત આજે નહીં કહું. આજે તો થોડામાં કહીશ.

સાચી વાત એ છે કે, ઈશ્વરે માણસને બોલવા માટે પેદા કર્યો જ નથી. એની કોઈ સ્વભાવસિદ્ધ ભાષા છે જ નહીં. વાંદરો પણ 'હૂપ-હૂપ' અથવા 'ચી-ચી' જેવા અવાજ કરી શકે છે. પણ માણસનો રડતાં રડતાં કુદરતી રીતે જે અવાજ થઈ જાય છે, તેના સિવાય બીજો કોઈ અવાજ જ નથી. એટલે માણસોએ પોતાના ભાવ એકબીજાને સમજાવવા માટે આંખ અને મોંની રેખાઓ અને હાથના હલનચલન મારફતે જ કામ લેવું જોઈએ એવો કુદરતનો નિર્ણય જણાય છે. કોઈ માણસને જન્મથી જ બિલકુલ એકાન્તમાં, જ્યાં એ કોઈ પણ પ્રાણીનો અવાજ

ન સાંભળવા પામે ત્યાં, રાખવામાં આવે, તો એને ખ્યાલ પણ નહીં આવે કે, પોતે એક બોલનારું પ્રાણી છે.

હું — તું ફરી પાછો તારી ઊંધી વાતો કરવા લાગ્યો! **માણસ** જો બોલનાર પ્રાણી નથી, તો શું હું ને તું બોલનાર પ્રાણી છીએ? સાહિત્ય, વ્યાકરણ, લાખો શબ્દોના કોશ — એ બધું શું બોલી વગર પેદા થયું? માણસનું કહેવું તો એ છે કે, કેવળ મનુષ્યને જ વાણી બક્ષવામાં આવી છે.

ભૂશુંડી — સમજવાની વસ્તુ આ જ છે, કાકા! મનુષ્યજાતિ માતૃભાષા, પિતૃભાષા, રાષ્ટ્રભાષા વગેરે મોટાં મોટાં ભડકામણાં નામ લે છે, પરંતુ મનુષ્યને નથી કોઈ માતૃભાષા, પિતૃભાષા કે રાષ્ટ્રભાષા. તેની સાબિતી આ તેમના ઝઘડા જ છે. અસલ વસ્તુ માટે દુનિયામાં કદી ઝઘડા નથી થતા. બધા ઝઘડા બનાવટી બાબતો માટે જ થાય છે. કોયલનું બચ્ચું કાગડાના માળામાં ઊછરે છે, છતાં તે કૂ-કૂ જ કરે છે; કારણ કે, એ સાચે જ તેની માતૃભાષા છે. પરંતુ કોઈ ગુજરાતી બાળકને કોઈ અંગ્રેજી ઘરમાં ઉછેરવામાં આવે, તો તે ગુજરાતી ભાષાનો એક શબ્દ પણ નહીં બોલી શકે, અંગ્રેજી જ બોલવા માંડશે. પણ કાગડો યુરોપનો, અમેરિકાનો કે એશિયાના કોઈ પણ ભાગનો હોય, તે બરાબર ‘ કાવ કાવ ’ જ કરે છે. કાગડાઓની એ કુદરતી ભાષા હોવાથી વગર ઝઘડો કર્યે તે તેમની સર્વમાન્ય રાષ્ટ્રભાષા પણ બની ગઈ છે. માનવ બાળકને મનુષ્યોથી જુદો પાડીને જંગલમાં મૂકી દેવામાં આવે, તો તે જેટલી જાતનાં પ્રાણીઓનો અવાજ સાંભળશે તેનું અનુકરણ કરશે; પણ એવો કોઈ અવાજ નહીં કાઢી શકે, જેને માટે કહી શકાય કે, આ મનુષ્યનો અવાજ છે. પોપટની પેઠે માણસમાં અવાજનું અનુકરણ કરવાની કંઈક શક્તિ છે. તેની જ મદદથી તેણે ભાષા બનાવવાનો પ્રયત્ન કર્યો છે. વાછરડું ગાયને માટે ‘અમ્માં કે અમ્માં’ કરે છે, તે અવાજ સાંભળીને મનુષ્ય પણ માને મા કહેવા લાગ્યો. કાગડા પાસેથી તેણે ‘કાકા’નો અવાજ લીધો. આ પ્રમાણે જે લોકો જે જે પ્રાણીઓના સંસર્ગમાં રહ્યા, તેમની પાસેથી તે બોલતાં શીખ્યા. આમ તેમની ભાષા મૂળથી જ નકલી છે. આગળ જતાં બાળકોએ પ્રાણીઓ પાસેથી અવાજ શીખવાનું છોડી દીધું અને

પોતાની આજુબાજુનાં માણસોની જ નકલ કરીને શીખવા લાગ્યાં; અને આ તો નકલની પણ નકલ થઈ અને પછી નકલોની જ પરંપરા ચાલી. જો એક ચિત્ર જોઈને બીજું ચીતરીએ અને એ રીતે ચીતરતાં ચીતરતાં સોમું ચિત્ર જોઈએ તો મૂળ ચિત્ર સાથે તેની તુલના કરવાનું લગભગ અસંભવિત થઈ જાય છે. તેમની ભાષા અને લિપિનું પણ આમ જ છે. નકલી માલની પેદાશમાં મંડ્યા રહેવાથી તેમણે ભાષાઓનો બહુ ગરબડગોટાળો કરી મૂક્યો છે. હવે, મનુષ્ય જન્મથી જ મૂઢ છે, એ વિષે તો શંકા જ નથી. અને પ્રાણી જેટલું વધારે મૂઢ, તેટલું જ વધારે હઠીલું હોય છે. તે કોઈ ને કોઈ જીદ લઈ બેસે છે અને તેને છોડી શકતું નથી. માણસ પોતે માને માદર કહેતાં શીખ્યો છે એટલે મધર યા માતર્ (मातः) કહેનારને તે અશુદ્ધ કે ભિન્ન ભાષા બોલનારા કહે છે. તે એટલું નથી વિચારતો કે માદર, મધર, માતા, અમ્મા આદિમાંથી એક પણ શબ્દ તેનો કુદરતી અવાજ નથી; અને જ્યાં બધા જ અસ્વાભાવિક છે, ત્યાં સૌથી સહેલો જ પસંદ કરી લેવો સારો. પરંતુ, માણસના મૂર્ખ મનને આવી વસ્તુઓ પસંદ નથી પડતી. જોકે, તે નકલ જ કર્યા કરે છે અને મૂળમાં કેટલોયે ફેરફાર કરી મૂકે છે, છતાં તેને એવો ઘમંડ હોય છે કે, આ મારા બાપદાદાની ભાષા ને લિપિ છે, આ મારી ધાર્મિક ભાષા ને લિપિ છે, આ મારા દેશની ભાષા ને લિપિ છે અને તે હું હરગિજ નહીં છોડું. તમે સમજી શકતા હો, તો આટલા ઉપરથી જ રાષ્ટ્રભાષા, રાષ્ટ્રલિપિ અને તેમનાં નામો વિષેના ઝઘડાઓનો સાર સમજી લો. બસ, હવે મને ઊંઘ આવે છે.

સંપાદકભાઈ, મારે કબૂલ કરવું જોઈએ કે, સવાઈ ભૂશુંડીના આ ચર્ચાથી હું બધી વસ્તુઓ સમજી શક્યો નથી. પણ મેં વિચાર્યું કે, જવા દો, અમને ઉલ્લુઓને આ માનવી સવાલો સાથે શો સંબંધ છે? ઈશ્વરની ઇચ્છા અમને ઉલ્લુ રાખવાની જ છે, તો ઉલ્લુ જ રહેવું ઠીક છે. નહીં તો ક્યાંક એવું ન બને કે, માણસોની સમસ્યાઓ ઉલ્લુઓમાં દાખલ થઈ જાય અને અમારા સમાજમાં તમારા બધા ઝઘડા ખડા થઈ જાય! ભૂશુંડી કહે છે કે, માણસ જન્મથી મૂઢ છે અને ઘણાખરા માણસોનું વલણ મૂઢમાંથી મૂઢતર અને મૂઢતમ બનવા

તરફ હોય છે. આ જ તેમનો સામાન્ય વિકાસક્રમ છે. આ વાત સાચી હોય, તો આ સમસ્યાઓમાં પડીને હું ક્યાંક વધારે ઉલ્લુ ન બની જાઉં, એ બીકે મેં આ પ્રશ્નનો વિચાર કરવો છોડી દીધો.

તમારા
**આશ્રમનો ઉલ્લુ**

# ૪

# ગાંધીવાદ અને સામ્યવાદ

## ૧

સંપાદક ભાઈ,

એક સાંજે મેં ભૂશુંડીને કહ્યું, કંઈક તાજી, ગરમાગરમ ખબર સંભળાવ. ત્યારે તે બોલ્યો, આજકાલ ઠેકઠેકાણે ગાંધીવાદ અને સામ્યવાદનો મોટો ઝઘડો ચાલી રહ્યો છે. મોટા મોટા નેતાઓથી માંડીને પંદર વર્ષનાં છોકરાછોકરીઓ સુધ્ધાં—બધાં તેને જ વિષે પ્રશ્નોત્તર કર્યા કરે છે.

હું — આ શી વસ્તુઓ છે? તેં એ ચાખી તો હશે જ. શું તે આપણે ખાવા લાયક છે?

ત્યારે સવાઈએ હાસ્ય તરીકે બે વાર મોટેથી 'કા–કા, કા–કા' કર્યું અને તે બોલ્યો — તમને તો દિવસભરની ઊંઘ પછી ખાવાની જ વાત સૂઝી શકે. પરંતુ, 'વાદ' કોઈ ખાવાની વસ્તુ નથી. એ તો ઉડાણ માટે માણસોએ યોજેલો બીજો શબ્દ છે. આપણા ઊડવાને તો એ લોકો ઉડાણ કહે છે, પણ જ્યારે તેઓ પોતે ઊડે છે, ત્યારે તેને 'વાદ' કહે છે. બસ, આટલી જ વાત છે.

હું — એટલે શું, કર્કશ અવાજ કરનારાં આ મોટાં મોટાં વિમાનો ચક્કર મારે છે, તે બધાં શું 'વાદ' જ છે?

સવાઈ—તમને તો, કાકા, બહુ વિસ્તારપૂર્વક સમજાવવું પડશે, અને ત્યારે આ વસ્તુ કંઈક તમારી સમજમાં આવશે. જુઓ, અમારા પૂર્વજ મહાત્મા ભૂશુંડીએ કહ્યું છે કે, પ્રાણીઓના વિકાસક્રમમાં ધીમે ધીમે એવાં પ્રાણી ઉત્પન્ન થયાં, જે ચાર પગને બદલે પાછળના બે

પગથી ચાલવાની અને વૃક્ષો પર ચડીને રહેવાની શક્તિ ધરાવતાં હતાં. પછી પ્રશ્ન એ ઊઠયો કે, આગળના એ દંડનો શો ઉપયોગ કરવો? ત્યારે અંદરથી આત્માનો સ્પષ્ટ અવાજ આવ્યો કે, હજી વધારે ઊંચે જાઓ. ઝાડ છોડીને હવામાં ઊડો અને તેને માટે આગળના દંડોનો ઉપયોગ કરો. આપણે પંખીઓએ એ અવાજને માની લીધો અને એ ભૂજાઓનું પાંખોમાં પરિવર્તન કરી દીધું. પણ માણસ તો આખરે વાંદરા અને પશુઓનો જ ભાઈ રહ્યો! તેને હવામાં ઊડતાં ડર લાગતો હતો. એટલે તેણે હાથથી કેવળ વસ્તુઓને પકડવાનો જ અભ્યાસ કર્યો. તેનામાં એટલી અક્કલ નહોતી કે, આપણી પેઠે ચાલવાનું અને પકડવાનું, બંને કામ પગ પાસે લે.

હવે, દુનિયાભરમાં મનુષ્ય જ એક એવું પ્રાણી છે, જે અંદરનો અવાજ બરાબર સાંભળ્યા છતાં તે પ્રમાણે ચાલવાનો પ્રયત્ન નથી કરતો, બલકે તેને દબાવી દેવાનો જ પ્રયત્ન કરે છે, અને આશા રાખે છે કે તેમ કરવામાં તે સફળ થઈ શકે. આમ, અસલમાં વિકાસનું આગળનું પગલું તો આકાશમાં ઊડવાનું હતું. પરંતુ માણસ બિલકુલ ઊલટી ખોપરીનો હોવાથી તે ઝાડ પરથી પણ ઊતરી ગયો અને જમીન પર જઈને રહ્યો. બરાબર ઊલટી દિશામાં ગયો. પરંતુ અંદરથી અવાજ તો આવ્યા જ કરતો હતો કે, 'ઊંચે જા, ઊંચે જા'. તેણે એ તરફ ધ્યાન ન આપ્યું એટલે તેનું પરિણામ એવું આવ્યું કે, તેના માથામાં જ એક આકાશ ઉત્પન્ન થઈ ગયું અને તે આકાશ દિવસે દિવસે વધવા લાગ્યું. પછી તેનું મગજ એક મોટા વડ જેવું થઈ ગયું. તેમાં હજારો શાખાઓ, લાખો ડાળીઓ અને કરોડો પાંદડાં ફૂટયાં. પછી તેમાં કેટલાક પ્રકારના કરોળિયા ઉત્પન્ન થયા. તેમણે મગજના આખા ઝાડને પોતાની જાળમાં બાંધી લીધું. માણસની ભાષામાં આ કરોળિયાઓને વિચાર અને તેમની જાળને ધારાઓ કહે છે. પછી મનુષ્યોના આત્માએ આ કરોળિયાઓ સાથે પોતાનું તાદાત્મ્ય સાધ્યું અને મગજના આંતરિક આકાશમાં જાળાં બનાવવા માટે કૂદવા અને ચક્કર લગાવવામાં જ તે ઉડાણનો સંતોષ માનવા લાગ્યા. હવે બિચારા માણસની એવી સ્થિતિ થઈ ગઈ છે કે, તે પોતાના વિચારોથી ઊડે છે કે બંધાય છે, એ કહેવું

પણ મુશ્કેલ છે; કારણ કે, તેણે પોતાનું આકાશ તો પોતાના માથા જેટલું સાંકડું કરી દીધું અને તેમાં પણ એક મોટું ઝાડ રોપી દીધું! હવે એ જાળું બગડી ગયું છે અને ઝાડની ડાળીઓ પણ કાપવા લાયક થઈ ગઈ છે. પણ આ સફાઈ કરે કોણ? અને કઈ રીતે કરે? આપણી પાંખો મોટી થઈ જાય, તો આપણે આપણી ચાંચથી તે સાફ કરી શકીએ છીએ, પાણીથી ધોઈ શકીએ છીએ અને જરૂર હોય, તો પીંછાંને ઉખાડીને ફેંકી પણ દઈ શકીએ. જે ઝાડ પર આપણે વસવાટ કરીએ છીએ, તેની ડાળીઓ આપણા ઉડાણને અટકાવી શકતી નથી. પણ માણસની પાંખો તો બધી જાણે એક પેટીમાં પુરાયેલી છે. ન તો તેની આંગળીઓ ત્યાં પહોંચી શકે અને ન તો તે પાંખોને કાઢીને ફેંકી દઈ શકાય. આથી માણસને જ્યારે એક વિચાર દૂર કરવો હોય, ત્યારે તે શું કરે છે તે જાણો છો?

હું — ના ભાઈ, મને શી ખબર?

સવાઈ — ત્યારે માણસ એક વિચાર પર બીજો ઠોકી બેસાડવાનો પ્રયત્ન કરે છે અને, જો એ બીજો વિચાર ત્યાં બરાબર બેસી જાય, તો તે માની લે છે કે, પહેલો વિચાર દૂર થયો. આપણી પાંખમાં એક કીડી પેસી જાય, તો તેના પર બીજી મૂકી દેવાથી શું પહેલી નીકળી જશે? એમને સંકડાઈને ભલે રહેવું પડે, પણ બંને રહેશે તો ખરીને?

હું — એ તો દેખાતું છે.

સવાઈ — છતાં માણસ હઠપૂર્વક જબરજસ્તીથી માને છે કે, એક વિચારની ઉપર બીજો વિચાર લાદવાથી પહેલો વિચાર ચાલ્યો જાય છે.

હું — પણ ગાંધીવાદ–સામ્યવાદ વિષે તો તેં હજી કાંઈ કહ્યું જ નહીં! ક્યાંથી ક્યાં ચાલ્યો જાય છે!

સવાઈ — હું શું કરું? તમે પૂછ્યું કે, 'વાદ' શી વસ્તુ છે, ત્યારે મારે આટલું લાંબું વર્ણન કરવું પડ્યું. હવે, દરેક આદમીને પક્ષીઓની પેઠે પોતપોતાની અલગ ઉડાણ હોય છે. તેમાંથી કેટલાક જેઓ શક્તિશાળી હોય છે, તેમની ઉડાણ બુલન્દ હોય છે અને તેમની મર્યાદા અને રીત ખાસ પ્રકારની હોય છે. બીજા લોકો તેમની નકલ કર્યા કરે છે. મેં પહેલાં જ કહ્યું છે કે, આ મોટા ઉડાણોને સામાન્ય રીતે વાદ

કહે છે. દાખલા તરીકે મારા ઉડાણને કાકવાદ કહેવો જોઈશે; અને તમારા ઉડાણને ઉલ્લુવાદ. આ જ પ્રમાણે બકવાદ પણ સમજો. આ જ રીતે લોકો માને છે કે, બાપુના વિચારોના ઉડાણની એક ખાસ રીત છે; તેને તેઓ ગાંધીવાદ કહે છે. અને માર્ક્સના ઉડાણની રીતને સામ્યવાદ કહે છે.

હું — તારી અને મારી ઉડાણનો ફરક તો મને ખબર છે, પણ ગાંધી અને માર્ક્સના ઉડાણનો ફરક મને સમજાવ.

સવાઈ — કાકા, એ સાંભળવાથી તમારું પેટ થોડું જ ભરાવાનું છે? તમને ભૂખ સતાવી રહી છે અને મને ઊંઘની બેચેની છે. માટે આ સંવાદ કાલ પર રાખો.

૨

સંપાદક ભાઈ,

બીજે દિવસે આવતાં વેંત મેં કાગડાને કહ્યું કે, "જો, આજે ગાંધીવાદ અને સામ્યવાદ સમજાવ્યા સિવાય તને સૂવા નહીં દઉં."

ત્યારે સવાઈ બોલ્યો, "ઠીક છે. એવી જ ઇચ્છા છે, તો સાંભળો. પહેલાં એ જાણી લો કે, ગાંધીવાદ શબ્દ બાપુને બિલકુલ નાપસંદ છે. તે કહે છે કે, હું 'વાદીગર' નથી પણ 'કારીગર' છું. મારી પાસે વાદ નથી પણ કાર (કાર્ય) છે. એટલે જોઈએ તો ગાંધીકાર ભલે કહો, પણ ગાંધીવાદ ન કહો, તેઓ પોતાના શિષ્યોને કહે છે કે, તમે વાદી ન થાઓ પણ કારી (કર્મી) થઈ જાઓ. જો કોઈ એને પૂછે કે 'કારી' કેવી રીતે થવું, તો કહેશે કે, રેંટિયો ચલાવો, ઝાડુ કાઢો, પાયખાનાં સાફ કરો વગેરે.

પણ માણસોની વાતો ઊલટી જ હોય છે. એમનામાં ગુરુશિષ્ય નામનો એક સંબંધ હોય છે. તેમાં જે મોટા શિષ્ય મનાય છે, તે ઘણુંખરું ગુરુના પગને પૂજે છે, પણ તેમના મોઢાનું અપમાન કરે છે. અથવા મોઢાથી તે તેનું નામ જપે છે અને પગથી તેને ઠોકર મારે છે. એટલા સારુ બાપુના મોટા શિષ્યો ગાંધીવાદી બને છે અને ગાંધીકારી બનવાનું નાના શિષ્યોના ભાગ્યમાં ચોંટેલું છે.

હું — હવે તારી આ ટીકાઓ જવા દે અને સાચેસાચ તું ગાંધીવાદ અને સામ્યવાદનો ફરક જાણતો હોય, તો બતાવી દે.

સવાઈ ભૂશુંડી — ઠીક, કાકા, સાંભળો. કેટલાક ફરકો તો માત્ર હસવા લાયક છે. ઉદાહરણ તરીકે થોડાક દેખાડું છું.

પહેલી વાત એ કે 'ભાઈ' શબ્દ ખાસ કરીને ગાંધીવાદીના નામની પાછળ લગાડવામાં આવે છે; જેમ કે, કિશોરલાલભાઈ, મહાદેવભાઈ, પંડ્યાભાઈ વગેરે. પણ સામ્યવાદી તે પોતાના નામની આગળ લગાડે છે; જેમ કે, ભાઈ ડાંગે, ભાઈ રૉય, ભાઈ ગોરે વગેરે. જ્યારે આ લોકો અંગ્રેજીમાં લખે છે, ત્યારે ગાંધીવાદી એકબીજાને 'ફ્રેન્ડ' (મિત્ર) લખે છે અને કલીગ (સાથી) કહે છે. પરંતુ સામ્યવાદી બન્ને જગ્યાએ 'કૉમરેડ' શબ્દનો ઉપયોગ કરે છે. આ શબ્દોમાં હું કોઈ ભેદ શોધી નથી શક્યો, પણ બન્નેને ઓળખવાનું આ જ એક ચિહ્ન છે.

પછી, ગાંધીવાદી એક ત્રિરંગી કપડાને માને છે અને તેના પર રેંટિયો જોઈને ખુશ થઈ જાય છે. સામ્યવાદી એક લાલ રંગનું કપડું ફરકાવે છે ને તેના પર દાતરડાનું અને હથોડાનું ચિહ્ન કરે છે અને તેનાં ગીતો ગાય છે. ગાંધીવાદી 'વંદેમાતરમ્' ને 'મહાત્મા ગાંધીકી જય'નું ગુમરાણ કરે છે, પણ સામ્યવાદી ઘણુંખરું 'સ્વતંત્ર ભારતકી જય', 'સામ્યવાદકી જય', 'કિસાનકી જય', એવા ઘાંટા પાડે છે, તથા સાથે સાથે કોઈકને ગાળો પણ કાઢે છે. જેમ કે, 'જમીનદારીનો નાશ થાઓ', 'પૂંજીવાદનો નાશ થાઓ' વગેરે. તેઓ વળી કાંઈક ફારસી ઘોષણાઓ પણ કરે છે; જેવી કે, 'ઇન્કિલાબ ઝિન્દાબાદ', 'જમીનદારી મુર્દાબાદ' વગેરે.

ગાંધીવાદીઓ જ્યારે આપસમાં વાદવિવાદ કરે છે, ત્યારે દરેક જણ બાપુનું કોઈ પ્રમાણ આપે છે અને કહે છે કે, આ જ બાપુનો સાચો મત છે. સામ્યવાદીઓમાં આવી કોઈ ચર્ચા થાય છે, ત્યારે દરેક માણસ માર્કસના મતોનો ટેકો આપે છે. એનો અર્થ એ કે, પોતાનો સ્વતંત્ર મત બાંધતાં બન્ને ડરે છે. ગાંધીવાદી કહે છે કે, બાપુ આ જમાનાના સૌથી મોટા આધ્યાત્મિક મહાત્મા છે અને સામ્યવાદી કહે છે કે, માર્કસ આ જમાનાના સૌથી મોટા ભૌતિક પેગંબર છે; જ્યાં ગાંધીવાદી ઈશ્વર-ઈશ્વર કહે છે, ત્યાં સામ્યવાદી કુદરત-કુદરત પોકારે છે. દા. ત. એક કહે છે, ઈશ્વરનો નિયમ, ઈશ્વરની ઇચ્છા; બીજા કહે છે, કુદરતનો કાયદો, કુદરતનો ક્રમ અથવા નિયતિ વગેરે. ગાંધીવાદી દુર્ભાગી લોકોને પણ દરિદ્રનારાયણ,

હરિજન જેવાં નામો આપવાનું પસંદ કરે છે. પોતાના છોકરાઓના નામોમાં પણ તેઓ ઇશ્વર અથવા ભક્તોને લાવે છે. સામ્યવાદીઓ પ્રોલિટેરિયન (પૂંજી વગરના), દલિત, વૈતરા (વર્કર્સ), એવાં નામો આપવાં પસંદ કરે છે અને પોતાના છોકરાઓનાં ક્રાંતિકુમાર વગેરે નામો પાડે છે.

અને પછી બન્નેની વચમાં કેવી હોંસાતોસી થાય છે, તે સાંભળો.

ગાંધીવાદી (સામ્યવાદીને) — તમે હિંદુસ્તાનની સ્થિતિ નથી જાણતા.

સામ્યવાદી (ગાંધીવાદીને) —તમે દુનિયાની બાબતમાં અજાણ છો.

ગાંધીવાદી—આપણે દેશના પ્રશ્નોનો વધારે ખ્યાલ કરવો જોઈએ.

સામ્યવાદી — આપણે દુનિયાના મહાન પ્રશ્નો પર વિચાર કરવો જોઈએ.

ગાંધીવાદી — આપણા દેશના પ્રશ્નોનો ઉકેલ લાવવાથી દુનિયાના પ્રશ્નો ઊકલી જશે.

સામ્યવાદી — દુનિયાના પ્રશ્નોનો ઉકેલ લાવવાથી દેશના સવાલો પણ ઊકલી જશે.

ગાંધીવાદી — અમે રાજા, જમીનદાર, પૂંજીપતિ વગેરેને ટ્રસ્ટી સમજીએ છીએ અને તેમને ટ્રસ્ટી તરીકેનાં કર્તવ્યો બજાવવા ફરજ પાડીશું.

સામ્યવાદી — અમે એમને ચોર, ડાકુ સમજીએ છીએ અને તેમનો નાશ કરી દઈશું.

ગાંધીવાદી — અમે માનીએ છીએ કે, જનતાને આજે જ કાંઈક વધુ સુખ સગવડ મળી જાય, તો વધારે સારું. તેનાથી જ તેનું સંગઠન થશે.

સામ્યવાદી — અમે માનીએ છીએ કે, તુરતમાં જનતાનાં દુઃખો વધે તો વધારે સારું. તેનાથી જ તે વધારે સંગઠિત થશે.

ગાંધીવાદી — અમારો એ આદર્શ છે કે, રાજા અને પ્રજા, બંનેનો પગાર પંદર રૂપિયા હોય. બન્ને નાનાં નાનાં ઝૂંપડાંઓમાં રહે, હાથઘાણીનું તેલ બાળે અને બળદગાડીમાં ફરે.

સામ્યવાદી — અમારો એ આદર્શ છે કે, રાજા અને પ્રજા, બન્નેને સારું વેતન હોય. બન્ને મોટાં મોટાં પાકા મકાનોમાં રહે,

જેમાં વીજળી, ટેલિફોન, ઠંડાં-ગરમ પાણીના નળો વગેરે હોય અને દરેકની પાસે મોટર હોય.

ગાંધીવાદી — અમે ચાહીએ છીએ કે, નાના મોટા બધા લોકો રેંટિયો કાંતે.

સામ્યવાદી — અમે ચાહીએ છીએ કે, આ રેંટિયા બાળી નાખવામાં આવે અને તેની સાથે હળ પણ. તેની જગાએ મિલો ઊભી કરવામાં આવે અને ટ્રેક્ટર્સ (યાંત્રિક હળ) કામમાં લેવામાં આવે.

ગાંધીવાદી — અમે મોટાં મોટાં કારખાનાંઓને બહુ ઉત્તેજના નહીં આપીએ.

સામ્યવાદી — અમે આખા દેશને યંત્રોથી છાઈ દઈશું.

ગાંધીવાદી — અમે થોડા 'બુર્ઝવાઓ' (આરામપ્રિય લોકો)ને ચલાવી શકીએ છીએ પણ સામાન્ય રીતે લોકોમાં ભોગમય જીવનની લાલસા નથી ચાહતા. અમારો આદર્શ સંયમ અને સાદાઈ છે.

સામ્યવાદી — અમે તો એક પણ 'બુર્ઝવા'ને ચલાવી ન લઈ શકીએ. પણ સામાન્ય રીતે લોકોની ભોગપ્રિયતાને સારી સમજીએ છીએ. અમે સંયમ અને સાદાઈના આદર્શને માનતા નથી.

ગાંધીવાદી — અમે દુનિયાની જુદી જુદી જાતિના અને વર્ગના લોકોમાં પરસ્પર પ્રેમની અને ન્યાયની ભાવના વધારવા ઇચ્છીએ છીએ.

સામ્યવાદી — જ્યાં સુધી અમે મૂડીદારોની મૂડીને છીનવી નથી શકતા, ત્યાં સુધી ગરીબો અને મૂડીદારોમાં પ્રેમની ભાવના પોષવાનું અમે ઠીક નથી સમજતા. ગરીબોના મનમાં અદેખાઈ પેદા થાય તે જ અમે ઠીક માનીએ છીએ.

ગાંધીવાદી — શરૂમાં તથા મધ્યમાં વર્ગવિગ્રહ હોઈ શકે છે, પણ અહિંસાનો શુદ્ધ પ્રયોગ હોય, તો અંતમાં તે નહીં રહે.

સામ્યવાદી — જ્યાં સુધી વર્ગ છે, ત્યાં સુધી ત્રણે કાળમાં વિગ્રહ રહેવાનો. હિંસા વા અહિંસાના સફળ પ્રયોગ વડે વર્ગનો નાશ કરવાથી જ વિગ્રહ મટાડી શકાય છે.

ગાંધીવાદી — અમે માનીએ છીએ કે, આદિ, મધ્ય અને અંત, ત્રણે કાળોમાં સત્ય અને અહિંસાની પ્રતિષ્ઠા હોય.

સામ્યવાદી — અમે માનીએ છીએ કે, અંતમાં સત્ય તથા અહિંસાની પ્રતિષ્ઠા હોવી ઠીક છે, પરંતુ શરૂમાં તથા મધ્યમાં સત્ય અને અસત્ય, હિંસા અને અહિંસા, બન્ને જોઈએ.

ગાંધીવાદી — અમે અહિંસાથી હિંસાનો નાશ કરીશું. હિંસાથી હિંસા જ વધશે.

સામ્યવાદી — અમે હિંસાથી હિંસાનો નાશ કરીશું અને પછી હિંસા પાસે આત્મહત્યા કરાવીશું.

ગાંધીવાદી — તે આત્મહત્યા નહીં કરે.

સામ્યવાદી — જો તે આત્મહત્યા નહીં કરે, તો તેનું જીવતા રહેવું ચલાવી લઈશું. તેને એક કિલ્લામાં બંધ કરી દઈશું. વખત પડે ભલે કામમાં આવી જાય.

ભૂશુંડી — બસ, ગાંધીભક્ત અને માર્ક્સભક્તમાં આવા વાદ-વિવાદો થયા કરે છે. તેમાંથી તમે કાંઈ સમજ્યા ખરા?

હું — હા. એટલું સમજાયું કે, મેં આ પ્રશ્ન નકામો પૂછ્યો. આમાં ઉલ્લુઓના કામની કોઈ ચીજ નથી. છતાંયે એક સવાલ પૂછવા ચાહું છું. મારા જેવો ઉલ્લુ ગાંધીવાદી અને સામ્યવાદીને સહેલાઈથી કેવી રીતે ઓળખી શકે?

ભૂશુંડી — વાહ કાકા, આટલાં વર્ષોથી આશ્રમમાં રહેતા હોવા છતાં આટલું નથી સમજતા! પક્કો ગાંધીવાદી પ્રવાસ કરે છે, ત્યારે પેટીરેંટિયો અને ઘણી વાર ગાયના ઘીનો ડબ્બો સાથે રાખે છે. અને પાકો સામ્યવાદી સામ્યવાદનાં પુસ્તકોની એક પેટી અને ઘણી વાર સિગારેટનો ડબ્બો સાથે રાખે છે.

સંપાદકભાઈ, મને ખબર નથી પડતી કે, કાગડાએ આ વાતો મશ્કરીના રૂપમાં કહી છે કે ગંભીરતાથી. શું ઉલ્લુઓ માટે આ વાતો સમજવી મુશ્કેલ જ છે? કે કાગડામાં સમજાવવાની શક્તિ નથી?

એપ્રિલ, ૧૯૩૯ — તમારા

**આશ્રમનો ઉલ્લુ**

## ૫

# ગાંધી સેવા સંઘ

સંપાદક ભાઈ,

મેં હાલમાં તમારા સંઘનું નામ ઘણી વાર સાંભળેલું, પણ મને બરાબર ખબર નહોતી કે, એ તમારી ટોળી ખરેખર કેવા પ્રકારની છે. એટલે જ્યારે મેં કાગળો મારફત જાણ્યું કે, તમારી ટોળી બિહારના એક ગામડામાં એકઠી થવાની છે એટલે તરત જ મેં તેને સંઘનો ઇતિહાસ કહેવા કહ્યું.

ત્યારે ભૂશુંડી બોલ્યો : એની ઓળખાણ કરાવવી જરા મુશ્કેલ છે, કારણ સંઘના સભાસદો જ બરોબર નથી જાણતા કે, સંઘ શું છે અને શું કરવા છે. જે અંદર છે, તે તેને ખાસ કામ વિનાનો સમજે છે, અને જે અંદર નથી, તે વિચારે છે કે અમારું એવું ભાગ્ય ક્યારે ઊઘડે કે અમે સંઘના સભાસદ બનીએ. હમણાં હમણાં તો એણે વિવિધ પ્રકારના વિરોધીઓ પણ પેદા કર્યા છે. કેટલાક એની બહુ મજાક ઉડાવે છે અને કહે છે કે, તે બધા બુદ્ધિહીન છે અને માત્ર ‘ચરખા ચલા ચલાકે, લેંગે સ્વરાજ લેંગે’, એટલું જ સમજે છે. બીજા વળી કહે છે કે, તે બધા ગાંધી બાપુના ભગત છે અને તે જેમ નચાવે છે, તેમ નાચે છે. કોઈ વળી કહે છે કે, તે જાત જાતના ધૂની લોકોનું એક સંગ્રહાલય છે. તેમાં ન તો કોઈ રૂપ કે ન તો શોભા છે. બે ચાર છોડીને બધા જ રોગી અને દૂબળાપાતળા છે. દરેકમાં કોઈ ને કોઈ એબ હોય છે, જેને તેઓ વ્રત કહે છે. કોઈ દૂધ છોડે છે, તો કોઈ વળી માત્ર દૂધ જ લે છે; અને તેમાં કોઈ ગાયનાં દૂધઘીના જ આગ્રહી હોય છે. કોઈ માત્ર ફળાહાર કરે છે, તો કોઈ કાચું અનાજ જ ખાય છે. કોઈ મસાલાને નથી અડકતા, તો કોઈ મીઠાની પણ પરેજી રાખે છે, તો કોઈ એવા પણ છે કે, જે એક નાની ધોતી સિવાય બીજું કશું જ પહેરતા નથી. કોઈ લગ્નમાં ભાગ નથી લેતા, તો કોઈ

પૂજામાં ભાગ નથી લેતા. કોઈ પોતાની છબી લેવડાવે છે, તો કોઇ ફોટોગ્રાફરને જોઈને સંતાઈ જાય છે. સાહિત્ય અને સંગીતનો તો એમનામાં કાંઈક શોખ છે. પણ કાકા અને ત્રાવણકોરવાળા રામચંદ્રનને છોડીએ, તો ભાગ્યે જ બીજા કોઈને કળાનો ખ્યાલ હશે. કેટલાયે વિરોધીઓનું કહેવું છે કે, આ તો ગાંધીવાળાઓની એક ટોળકી છે, જે કોંગ્રેસરાજની જગ્યાએ ગાંધીરાજ કરવા માગે છે. બીજા લોકો કહે છે કે, આ બધા એવા લોકો છે, જેમણે પોતાનું મગજ ગાંધી પાસે ગીરો મૂકી દીધું છે.

હું — આ શું? હું તો એમ માનતો હતો કે, મગજ એવી વસ્તુ નથી, જે ગીરો મૂકી શકાય. શું હું મારું મગજ ગીરો મૂકી શકું?

ભૂશુંડી — કાકા, તમારે માટે તો એવો સવાલ જ ઊઠતો નથી. ભગવાને દયા કરીને માણસ સિવાયનાં બીજાં પ્રાણીઓને એવા પૂર્ણ અને સ્થિર બુદ્ધિવાળા બનાવ્યા છે કે, તેમને એવી કોઈ ખટપટમાં પડવું જ નથી પડતું.

હું — તો માણસ કેવી રીતે પોતાના મગજને ગીરો મૂકી શકે?

ભૂશુંડી — વાત એમ છે, કાકા, કે માણસો બહારથી તો એક સરખા દેખાય છે, પણ તેમનાં મગજની બનાવટમાં બહુ ફરક હોય છે. થોડા લોકોનું મગજ જ અસલ હોય છે ને તે સૂરજ પ્રમાણે પ્રકાશ ફેલાવે છે; કેટલાક લોકોનું મગજ ગોળ કાચ જેવું હોય છે, જે બહારના પ્રકાશને અંદર કેન્દ્રમાં લાવે છે અને તેનાથી કામ ચલાવે છે; અને કોઈ લોકોનું મગજ એવું હોય છે કે, જાણે તૂટેલા આરસાના ટૂકડાઓથી ભરેલું હોય, જેમાં બધી તરફથી પ્રકાશ તો આવે છે, પણ ચારે તરફ ફેલાઈ જાય છે. તે ન તો પોતાના કામનો હોય છે, ન તો બીજાના કામનો. જે લોકોનું આવું મગજ હોય છે, તેમને એવો ખ્યાલ હોય છે કે, અમારું મગજ સાચા સૂરજ જેવું જ છે. તેઓ માને છે કે, જેમનું મગજ ગોળ કાચના જેવું છે, તેમનું મગજ બીજા પાસે ગીરો મુકાયેલું છે. તેઓ કહે છે કે, એક

બાપુ પાસે મગજ છે અને બીજું પોતાની પાસે. બાકી બધા ગાંધી સેવા સંઘના સભાસદોનું મગજ ગોળ કાચ જેવું છે.

હું—તો પછી સાચી વાત શું છે?

ભૂશુંડી—તે તો જ્યારે તેના સભાસદો જ નથી જાણતા, તો મને કેવી રીતે પરખાય? મને તો એટલું જ દેખાય છે કે, તેમાં બાપુનું નામ છે, બાપુનું બતાવેલું કાંઈ કામ થાય છે અને બાપુ એમાં રસ લે છે. તે ઉપરાંત તેનું એક ફંડ છે અને તેમાં એક ધોત્રે છે. તે એની બહુ ચિંતા રાખતા હોય છે. અને બધા રેંટિયા અને ખાદીવાળા છે.

હું—આ ધોત્રે કોણ છે?

ભૂશુંડી—શું તેને ભૂલી ગયા? અહીં વિનોબાની સાથે જ તો રહેતા હતા. તે વખતે તો નાના છોકરા હતા પણ હવે તો મોટા થઈ ગયા છે.

હું—શું એ બહુ હોશિયાર માણસ છે?

ભૂશુંડી—જુઓ, કાકા, આ સભાસદોની વ્યક્તિગત ઓળખ ન માગો. જો સાચું કહું છું તો તેમના ભક્ત લોકો નારાજ થઈ જાય છે, અને સત્યાગ્રહ આશ્રમમાં રહીને ખોટું કેમ બોલું?

હું—ઠીક, તો આ લોકો સંમેલન ભરીને કરે છે શું?

ભૂશુંડી—એક તળાવ અથવા કૂવો ખોદે છે, અથવા એવું જ કોઈ મજૂરીનું કામ બતાવે છે. એક પ્રદર્શન કરે છે. રોજ અર્ધો કલાક સૂતર કાઢે છે. રેંટિયો ફેરવે છે ત્યારે મૌન રાખે છે. એટલો જ વખત એમ માલમ પડે છે કે, એ લોકો ગાંધી'કારી' પણ છે. બાકીનો બધો સમય તો ગાંધીવાદમાં જ પસાર થઈ જાય છે. બાપુએ પોતાના પેલા પોપટને, કિશોરલાલને, ફરમાવ્યું છે કે, તે ત્યાં પોતાની બોલી સંભળાવ્યા કરે. એટલે તે એક લાંબું લચક ભાષણ વાંચી જાય છે, જે સાંભળતાં સાંભળતાં કેટલાયે લોકોને ઊંઘ આવી જાય છે. પણ બાપુ કહે છે કે, જુઓ એણે કેટલી મહેનત લીધી! કેટલી કેટલી વાત સંભળાવી! ત્યારે કિશોરલાલનું હૃદય ખીલી ઊઠે છે અને બુદ્ધિ થાકી જાય છે. પછી બાપુ પોતાની વાતો સંભળાવવા માંડે છે. પહેલેથી

તો કોઈએ વિચાર કરેલો હોતો જ નથી કે, ત્યાં **શું** ચર્ચા કરવી છે; એટલે ચર્ચા તો થાય છે, પણ છેવટ લગી એનો થાગ નથી લાગતો. જ્યારે ચર્ચા જોરમાં ચાલે છે, ત્યારે સરદાર, જમનાલાલ અને કૃપાલાની વચમાં ગરબડ કરી મૂકે છે. એમ તો ત્યાં હસવાનું બહુ થાય છે. પણ વચમાં જ બાપુ એવી વાત છેડે છે જેથી એવું વાતાવરણ પેદા થઈ જાય છે કે, જાણે હમણાં જ બધાની આંખોમાંથી પાણી વરસવા માંડશે; અને એકાદ માણસ તો જરૂર રડી પડે છે. આ રીતે સાત દિવસ હસીરડીને બધા પોતાને ઘેર પાછા ફરે છે. આને એઓ સંમેલન કહે છે. ચાલોને, એક વાર આપણેયે સાથે જઈને જોઈ આવીએ?

હું — એ કેવી રીતે બને? આપણને બોલાવવાને કોણ નવરું છે?

ભૂશુંડી — અરે, આ સંમેલનમાં બોલાવવાની કાંઈ જરૂર નથી. કિશોરલાલે એક નવો વર્ગ 'અસભ્ય સભ્ય'નો કાઢ્યો છે, જેમની જવાબદારી કાંઈ નથી હોતી, પણ તેઓ સભ્યોને મળતો બધો લાભ ઉઠાવી શકે છે. આપણે તો આશ્રમના પંખી છીએ. આપણે તો હકથી 'અસભ્ય સભ્ય' બની શકીએ છીએ.

શું, સંપાદક ભાઈ, આ વાત સાચી છે? શું અમે વિના નોતરે જઈ શકીએ છીએ? જલદી ઉત્તર આપજો.

મે, ૧૯૩૯

તમારા

**આશ્રમનો ઉલ્લુ**

## ૬

# પ્રમુખનું પરિપત્ર

સંપાદક ભાઈ,

તમારું સંમેલન ૩૦મી એપ્રિલે શરૂ થવાનું હતું એટલા માટે જ હું અને ભૂશુંડી બહુ વહેલા આશ્રમથી નીકળી ગયા હતા. લગભગ ભોપાળ સુધી પહોંચ્યા, ત્યાં તો સાંભળ્યું કે, અનિશ્ચિત મુદત સુધી સંમેલન મુલતવી રહ્યું છે. એટલે અમારે પાછા ફરવું પડ્યું. પાછા ફર્યા બાદ ખબર પડી કે, તમે પાછી ૩જી મે નક્કી કરી દીધી છે. પછી પાછા જવાનો ઉત્સાહ રહ્યો નહીં. તમારા આવા અસ્થિર વર્તન માટે અમને બહુ ખેદ થયો. મહાદેવ દેસાઈ કહે છે કે, ગાંધી સેવા સંઘ સત્યાગ્રહાશ્રમનું રૂપાન્તર છે. જો એમ હોય, તો આ રૂપાન્તર બરાબર નથી થયું. આશ્રમમાં તો બાપુ ક્યારેયે નક્કી કરેલા સમયમાં ફરક નહોતો થવા દેતા.

ખેર. સમ્મેલનમાં જે થયું, તેનો કાંઈક અહેવાલ હવે અમારા સાંભળવામાં આવ્યો છે. તેમાં મને કાંઈક શંકાઓ ઊભી થઈ. તે મેં મારા મિત્રની સામે મૂકી. પણ તેના જવાબોથી મને સંતોષ નથી થતો. એટલા માટે હું અમારો સંવાદ તમારા પર લખી મોકલું છું.

મેં ભૂશુંડીને કહ્યું કે, મને સમજાતું નથી કે, આખરે કિશોરલાલે પેલું પરિપત્ર* કાઢયું, તે સંઘના સભાસદોને પસંદ પડ્યું કે નહીં.

---

* સરદાર વલ્લભભાઈ વગેરે ગાંધી સેવા સંઘના તેમ જ વર્કિંગ કમિટીના આગેવાન નેતાઓની સલાહ વિરુદ્ધ જઈ સંઘના કેટલાક સભ્યોએ સુભાષબાબુને ત્રિપુરી મહાસભાના પ્રમુખપદ માટે મત આપ્યાની વાત જાણવામાં આવતાં સંઘના પ્રમુખે તેમની વિચારસરણી સમજવા માટે એક પરિપત્ર મોકલ્યું હતું. આ પરિપત્ર કેટલાકને ઠપકા રૂપે અને વ્યક્તિસ્વાતંત્ર્યને ધાસ્તીમાં નાખનારું લાગ્યું. આથી, તે વિષે સંઘના સંમેલનમાં પુષ્કળ ચર્ચા થઈ હતી. તેને નિમિત્તે આ લેખ છે. — **અનુવાદક**

ત્યારે ભૂશુંડી બોલ્યો: અમારા પૂર્વજ મહાત્મા ભૂશુંડીએ કહ્યું છે કે, જ્ઞાની પુરુષોએ એટલો જ મત બાંધવો જોઈએ કે, 'હું સત્ય છું' પણ 'હું શું કામ છું' 'કેવો છું' વગેરે પ્રશ્નો પર પોતાના મત બાંધી ન લે. કારણ કે, એવા બધા મતો એક ક્ષણે સાચા થાય છે અને બીજી ક્ષણે ખોટા થઈ જાય છે. તે જ પ્રમાણે સંઘના જે ડાહ્યા સભાસદો છે, તેમણે એટલો જ મત બાંધ્યો છે કે, અમારો એક સંઘ છે, અને તે સંઘમાં સત્ય અને અહિંસાના બે સિદ્ધાન્તો છે. પણ 'સંઘ શું કરવા છે, કેવો છે, તેનું ક્ષેત્ર કેટલું' વગેરે બાબતોમાં મત બાંધવાનું તેઓ ઉચિત નથી માનતા.

હું — તારી આ પંડિતાઈનો આ પરિપત્ર સાથે શો સંબંધ છે?

ભૂશુંડી — બરાબર સંબંધ છે, કાકા. જો 'સંઘ શા માટે છે', 'કેવો છે' વગેરેનો નિર્ણય કરી લેવાય તો પરિપત્ર ઠીક છે કે નહીં, તેનો પણ નિશ્ચય થઈ જાય છે. જો તે બાબત અનિશ્ચિત રહે, તો પરિપત્રની બાબત પણ અનિશ્ચિત રહી શકે છે.

હું — પણ આવા મોટા સંઘને માટે શું આ ઠીક વાત છે?

ભૂશુંડી — સંઘ એક મોટી ચીજ છે, એ તમારો મત થયો, કાકા. સંઘના ડાહ્યાઓએ આ બાબતમાંયે અત્યાર લગી કશો મત બાંધ્યો છે ખરો?

હું — ત્યારે શું સંઘ એક મોટી સંસ્થા નથી? સુભાષબાબુ અને નરેન્દ્રદેવ તો કહે છે કે, સંઘ એક બહુ મોટી સંસ્થા છે.

ભૂશુંડી — હા, તે બીચારા ગભરાયા ખરા. કોણ જાણે કદાચ કિશોરલાલના પેલા પરિપત્રનું તો તે પરિણામ ન હોય? કહે છે કે, કિશોરલાલ કાંઈક મંતરજંતર જાણે છે. જે કાગળ પર એ પરિપત્ર લખ્યું, તે પર જ કોઈ મંત્ર ન માર્યો હોય!

હું — ના, ના. આ તો તું મજાક કરે છે, બરાબર સમજાવ.

ભૂશુંડી — ના, કાકા, હું મજાક નથી કરતો. મારી ભાષામાં ભલે કોઈ દોષ હોય. જંતરમંતરનો એ અર્થ સમજવો જોઈએ કે, હિંસાવૃત્તિથી કામ લેવું. કિશોરલાલે જ્યારે પેલું પરિપત્ર કાઢ્યું, ત્યારે

એના મનમાં જરૂર કાંઈક હિંસા રહેલી હશે. નહીં તો તેનાથી સુભાષબાબુ, નરેન્દ્રદેવ અને તેમના પક્ષના લોકોમાં સંઘ વિષે ગભરાટ નહોતો થવો જોઈતો. બસ આ જ જંતરમંતર સમજી લો.

હું — પણ, ત્યારે પ્રશ્ન તો રહે છે કે, સંઘે તે પરિપત્રની બાબતમાં કાંઈ મત જાહેર ન કર્યો, તે યોગ્ય કેવી રીતે માની શકાય?

ભૂશુંડી — ના, કાકા, આમાં કાંઈ દોષ નથી. જુઓ પરિપત્ર કાઢવામાં કાં તો ભૂલ થઈ અથવા તો નથી થઈ. કેટલાક સભાસદોને લાગ્યું કે, નથી થઈ. કેટલાકે કહ્યું કે, થોડી ભૂલ થઈ છે. બન્ને વિચારોનો સાર એ છે કે, આ કામ ન તો તદ્દન ભૂલ વગરનું છે કે ન તો તદ્દન ભૂલભરેલું છે. એટલે સારું તો એ થાય કે, એ કામને પાકવા દેવું જોઈએ અને તેનું પરિણામ જોવું જોઈએ. જો ભૂલ થયેલી હશે, તો પરિણામથી પ્રગટ થઈ જશે.

હું — પણ જ્યારે બાપુએ પોતાનો સ્પષ્ટ મત આપી દીધો કે, આવું પરિપત્ર સંઘના ક્ષેત્રની બહાર છે, તો તે છતાં શા માટે કિશોરલાલે તેનું સમર્થન કરવાનો આગ્રહ રાખ્યો?

ભૂશુંડી — આ તો બાપુ અને કિશોરલાલની પુરાણી ટેવ છે. કેટલીક વાતો તેઓ જલદી સમજી જાય છે અને કેટલીક વાતો વરસો સુધી તેમના સમજવામાં આવતી નથી. અને પછી જ્યારે સમજાઈ જાય છે, ત્યારે કોઈ વાર તેઓ જાહેર કરી દે છે કે, હા અમારી ભૂલ હતી અને કોઈ વાર જાહેર કર્યા સિવાય પોતાના વર્તનમાં સુધારો કરી લે છે. એટલે જ સંમેલનમાં સભાસદોએ પરિપત્ર પર ચર્ચા કરી પણ નિર્ણય ન આપ્યો, તે સારું થયું. આ દિવસોમાં સભાપતિનાં કામો પર નિંદાનો સીધો ઠરાવ લાવવો, એ અસભ્યતા મનાય છે ને?

હું — આ શું ગાંધી સેવા સંઘનો સિદ્ધાંત છે?

ભૂશુંડી — સંઘનો તો નહીં પણ કોન્ગ્રેસવાળાઓનો લાગે છે. અને અહિંસાના પ્રયોગોમાં સંઘ થોડો જ કોંગ્રેસની પછાડી રહેશે?

હું — તો આના પરથી કિશોરલાલે પોતાની નિંદા થઈ, એમ માનવું જોઈએ ખરું?

ભૂશુંડી — शान्तं पापम्. જ્યારે સંઘના સભાસદોએ એમ નથી કહ્યું, તો હું શું કરવા કહું? કિશોરલાલ પોતાનો વિચાર કરી લે.

હું — કિશોરલાલને માટે ક્યાં હું તમને પૂછું છું? તું પ્રમુખ હોત, તો આ પરિસ્થિતિમાં શું કરત?

ભૂશુંડી — હું? હું જ્યારે કોઈ સંસ્થાનો પ્રમુખ થઈશ, ત્યારે વિચારીશ. આજે શું કરવા તેની ચિન્તા કરું? કાગડા તો મને પ્રમુખ બનાવવા ચાહતા નથી. શું ઊલ્લુ સંઘનો પ્રમુખ મને બનાવશો? તો જવાબ આપું?

હું — બનાવવા પહેલાં તું આવી પરિસ્થિતિમાં શું કરે, તે સમજવું જરૂરી છે.

ભૂશુંડી — ત્યારે જુઓ. ન તો હું કિશોરલાલ પ્રમાણે નાનકડું મોઢું કરીશ, કે ન તો સુભાષબાબુની માફક તેનો અર્થ સમજવા માટે બાપુ સાથે પત્રવ્યવહાર કરીશ. માત્ર હસીને, બે ચાર વાર હવામાં ચક્કર મારીને, કા-કા કા-કા એમ રાગડીશ અને પોતાની જગાએ બેસી જઈશ. બસ, હવે સૂઈ જવા દો.

સંપાદક ભાઈ, મને આ જવાબથી અસંતોષ છે. આજ કાલ કાગડો મારા મગજની ગૂંચો ઉકેલવાને બદલે તેને ચક્કરમાં નાખી દે છે. તમે મને કાંઈક સમજાવો.

જૂન ૧૯૩૯

તમારા
**આશ્રમનો ઉલ્લુ**

૭

# રામાયણ

સંપાદક ભાઈ,

જ્યારે બાપુ અહીં રહેતા હતા, ત્યારે ઘણું કરીને રોજ સાંજના પ્રાર્થના પછી રામાયણની કથા થતી. તે સાંભળવાનો લાભ મને કેટલીયે વાર મળ્યો, પણ તેની કેટલીક વાતો મને સમજાતી નથી. એક વાર મેં કાગડા જોડે આ વિષય પર ચર્ચા છેડી. ત્યારે એણે તો એક તદ્દન જુદી જ વાત સંભળાવી. મને ખબર નથી કે, મારે આમાંથી શું માનવું અને શું ન માનવું! કાકા તો જૂના ઇતિહાસમાં બહુ પ્રવીણ છે. તેથી હું તમારી પાસે જાણવા માગું છું કે, સવાઈ ભૂશુંડીની વાત બરોબર છે શું?

મેં કાગડાને આ રીતે પૂછ્યું હતું:

હું — રામચરિતમાનસ પરથી લાગે છે કે, આ કથા મનુષ્યોમાં પક્ષીઓ દ્વારા ફેલાવવામાં આવી છે. તુળસીદાસે તો સ્પષ્ટ કહી દીધું છે કે, એમણે આ કથાનો ઘણો ભાગ, તારા પૂર્વજ અને ભરદ્વાજ પક્ષીની વચ્ચે જે સંવાદ થયો, તેને આધારે રચેલો છે. તે એમ પણ કહે છે કે, રામ–રાવણનો બનાવ દુનિયામાં, એક વાર નહીં પણ કાંઈ સેંકડો વાર, કાંઈક થોડાઘણા ફેરફાર સાથે બન્યો છે અને, એમાં જે વાતો આવે છે તેમાં મનુષ્ય, વાંદરા, રીંછ, પક્ષી વગેરે જુદી જુદી યોનિનાં પ્રાણીઓ એવી રીતે વર્તે છે કે, જાણે આખો સમાજ એક જ યોનિના જીવોનો બનેલો હોય. આ બધી વાતો મને નથી સમજાતી. તું આનો કાંઈ ખુલાસો કરી શકીશ ખરો?

કાગડો — હા, મને આનું કાંઈક રહસ્ય જણાયું છે. સાચી વાત એ છે કે, તે વખતે, મનુષ્ય, વાનર, રીંછ, અને પક્ષીઓમાં જેટલાં આ જમાનામાં દેખાય છે, તેટલાં પરસ્પર ભેદ અને જુદાઈ નહોતાં. મનુષ્યનું પતન થયું, તે પહેલાં તે પણ ઝાડ પર રહેનાર જીવ હતો. હું તને એક વાર સમજાવી ગયો છું કે, ખરી રીતે મનુષ્યની પોતાની

કોઈ બોલી નથી. અનુકરણ કરતાં કરતાં મનુષ્યોમાં હવે જાત જાતની ભાષાઓ ઉત્પન્ન થઈ ગઈ છે. આ ભાષાઓને લીધે એને એટલો બધો ગર્વ આવી ગયો છે કે, તે એમ સમજવા લાગ્યો છે કે, મનુષ્ય સિવાય બીજું કોઈ પ્રાણી બોલી જ શકતું નથી. પણ મનુષ્યોમાં આ ભાષાઓ ઊપજી નહોતી અને તેમને બોલી શકવાનો ગર્વ નહોતો, ત્યારે એમનામાં જે શક્તિ હતી, તે તેમણે હવે ગુમાવી દીધી છે. તે વખતે તેનામાં બોલી તથા હાવભાવ ઉપરથી બધાં પ્રાણીઓના મનોભાવ સમજવાની તથા સમજાવવાની શક્તિ હતી. હવે તો ભાષાની એકતા સિવાય મનુષ્ય મનુષ્યને પણ સમજી કે સમજાવી શકતો નથી અને કેટલીક વાતો તો એક ભાષા બોલવા છતાંયે નથી સમજાવી શકતો. વિચારો સમજાવવા માટે ભાષાનું સાધન એટલું અધૂરું છે કે, જેટલું ઊડવાની સરખામણીમાં ચાલવાનું છે. જૂના જમાનામાં મનુષ્ય તથા બીજાં પ્રાણીઓની વચ્ચે સમજવાનો અને સમજાવવાનો વ્યહવાર સારી રીતે થઈ શકતો હતો. અને માણસને પોતાની કોઈ ભાષા ન હોવા છતાં, તેનામાં બીજાની ભાષાનું અનુકરણ કરવાની શક્તિ વધારે હોવાને લીધે તે દરેક પ્રાણીની સાથે તેની જ ભાષામાં વાતચીત કરી શકતો હતો. ઝાડ પરથી જમીન પર ઊતરવાને લીધે હવે મનુષ્યમાં આ શક્તિ રહી નથી.

ખેર. ખરું જોતાં, રામાયણનો બનાવ એ જમાનાનો છે, જ્યારે મનુષ્ય ભૂચર તો થઈ ગયો હતો, પણ કોઈ જુદી ભાષા નહોતો બોલવા લાગ્યો અને બીજાં પ્રાણીઓને સમજવા–સમજાવવાની શક્તિ ખોઈ બેઠો નહોતો.

તે જમાનામાં દુનિયામાં માણસની વસ્તી ઓછી હતી. પૃથ્વી બહુ મોટાં મોટાં અને ઘીચ જંગલોથી ભરેલી હતી. એટલે મોટાં અને જબરદસ્ત પશુપક્ષીઓનો સંસાર ફેલાયેલો હતો. આજની સરખામણીમાં અતિ મોટા હાથી, રીંછ, સૂવર, ગધેડા અને તે હાથીઓને પણ સહેલાઈથી ઊંચકી શકનારાં મોટાં મોટાં પક્ષીઓ થતાં હતાં. જેટલી સહેલાઈથી આજે આપણે ઉંદરને ઊંચકી લઈએ છીએ, તેટલી જ સહેલાઈથી તે વખતનાં પંખીઓ ગધેડા અને વાંદરાને ઊંચકીને લઈ જતાં. કોઈ કોઈ વાર મનુષ્યોને પણ ઊંચકી લઈ જતાં.

હકીકતમાં રાવણ, કુંભકર્ણ, વિભીષણ, જટાયુ વગેરે આવાં મોટાં મોટાં પક્ષી હતાં. 'રૌ' 'રૌ'ની કિકિયારી કરવાવાળું પક્ષી રાવણ કહેવાતું. કુંભકર્ણના કાન ઘડાના જેવા હતા. વિભીષણ પણ એક ભયંકર પક્ષી હતું. આજની જેમ તે વખતે પણ બે જાતનાં પક્ષી હતાં, 'દૈવી' – એટલે કે, દિવસે ફરનારાં — અને 'નિશાચર' — એટલે રાત્રે ફરનારાં. રાવણ વગેરે તમારી (ઘૂવડકાકાની) જેમ નિશાચર જાતિનાં હતાં. જટાયુ વગેરે મારા જેવાં દૈવી હતાં.

હું — વાહ! પોતાને જ મોઢે પોતે દૈવી બની ગયા. સાચે જ, શું તમે દૈવી મનાઓ છો?

કાગડો — દૈવી ન મનાતા હોત, તો શ્રાદ્ધમાં અમને નોતરું શું કરવા મળત? દૈવી છું એમાં શંકા જ ક્યાં છે? તમારી જેમ રાતના થોડો જ ફરતો રહું છું?

હું — ખેર. તું તારું ભાષણ સંભળાવ.

કાગડો — ઠીક ત્યારે સાંભળો. બધાં પ્રાણીઓમાં મનુષ્ય હંમેશા બધાથી વધારે સ્વાર્થી અને સંગઠિત રહ્યો છે. પશુ, પક્ષી, સાપ તથા જંગલોનો નાશ કરીને તેણે પોતાની વસ્તી વધારી છે. આમ કરવા માટે તેણે કેટલાંક પશુ–પક્ષીઓને પાળ્યાં પણ છે અને તેમની મારફત બીજાંનો નાશ કર્યો છે.

રામ–રાવણની કથા, એ સાચી રીતે મનુષ્યોએ પોતાની ખેતીવાડી અને બૈરાં છોકરાંના રક્ષણને માટે જમાનાઓ સુધી રાવણ, કુંભકર્ણ વગેરે નિશાચર પક્ષીઓના કરેલા સંહારનું બયાન છે. એવો એક નિશાચર સત્ર પહેલાં વિશ્વામિત્ર ઋષિએ શરૂ કરેલો અને એ જ કામ આગળ ચાલુ રાખવા માટે તેણે રામલક્ષ્મણને નાનપણમાં જ તાલીમ આપી હતી. તેમાં મનુષ્યોએ ખેતીની કળા પણ બહુ વધારી હતી. જેવી રીતે જન્મેજયે એક વાર સર્પોનો હત્યાકાંડ શરૂ કરેલો, તેવી રીતે વિશ્વામિત્ર વગેરેએ નિશાચર પક્ષીઓનો શરૂ કર્યો. એટલે પક્ષીઓના મનમાં પણ મનુષ્યો પ્રત્યે બહુ વેરભાવ ઊપજ્યો અને તે પણ મનુષ્યોનો શિકાર કરવાના પ્રસંગો શોધ્યા કરતાં હતાં. આવો એક પ્રસંગ મળતાં

રાવણ સીતાને ઉપાડી ગયો અને રામને બીજો એક નિશાચર યજ્ઞ કરવા માટે બહાનું મળી ગયું.

ગરુડ, જટાયુ, પુષ્પક વગેરે રામે પાળેલા દૈવી પક્ષીઓ હતા. બિભીષણ, સુષેણ વગેરે વગેરે પાળેલા નિશાચર હતા. આજે જે રીતે મનુષ્ય ઘોડા પર સવારી કરે છે, તે જ પ્રમાણે તે જમાનામાં તે ગરુડ, પુષ્પક વગેરે પર સવારી કરીને આકાશમાંયે ફરી લેતો હતો. પાળેલા વાંદરાઓનો પણ આ કામ માટે ઉપયોગ થતો. તેમની મારફત જ દિવસે છુપાઈને બેઠેલા પક્ષીઓના શોધી શોધીને તે શિકાર કરતો. આ પક્ષીઓને મારવાનું કામ કંઈ સહેલું નહોતું. એક એક પક્ષી એટલું મોટું હતું કે, જ્યારે તે બેસતું ત્યારે એક મોટા વડના જેટલી જગ્યા રોકી લેતું અને માણસ પાસે આજના જેવાં શસ્ત્રો નહોતાં. પક્ષીઓને પોતાની ગુપ્ત જગાઓમાંથી બહાર કાઢવા માટે લાલચો પણ આપવી પડતી. માણસોએ પોતાના સુખને ખાતર બીજાં પક્ષીઓનો બલિ આપવામાં ક્યારેયે કસર કરી નથી. એટલા ખાતર તે વાંદરાઓને આગળ કરતો. કૃતજ્ઞ પશુ-પક્ષીઓ મનુષ્યને ખાતર પોતાના જીવની કુરબાની કરી દેતાં.

જમાનાઓ સુધી આ શિકાર ચાલ્યો. પહાડોથીયે મોટાં એવાં પક્ષીઓનો લાખોની સંખ્યામાં રામચંદ્રે નાશ કર્યો. અલબત્ત, તેના વંશજોએ તેમનો યશ જમનાઓ સુધી ગાયો. મોટી મોટી રસિક કથાઓ તેની આજુબાજુ ઊપજી.

પછી એ જમાનો આવ્યો, જ્યારે મનુષ્યો પાસે પરંપરાથી આવેલી આ કથાઓ તો રહી, પણ તેમનો પક્ષીઓ સાથેનો સંબંધ તૂટી ગયો અને તેઓ એ પણ ભૂલી ગયા કે, રાવણ, બિભીષણ વગેરે કઈ જાતનાં પ્રાણી હતાં. નિશાચર નામ તો રહી ગયું, પણ જેનો ડર લાગે એવાં નિશાચર પ્રાણીનું નામનિશાન ન રહ્યું. એટલે નિશાચરનો અર્થ કોઈ અદ્ભુત રાક્ષસ વગેરે પ્રાણી હશે, એવી કલ્પના મનુષ્યોને થઈ. પછી તે કથાઓને મનુષ્યો બીજી રીતે સમજવા લાગ્યા. આ રીતે યુગે યુગે નવા નવા રૂપમાં રામાયણની કથાઓ થઈ. વાલ્મીકિને પોતાને આ પ્રાચીન ઇતિહાસનો થોડો ખ્યાલ જરૂર હતો. પણ સૌથી પહેલાં

તેણે જ કુશળતાથી એને નવું રૂપ આપ્યું. ત્યારથી તે કથાને બદલવાની પરંપરા ચાલુ થઈ અને તેમાં અધ્યાત્મવાદનું મિશ્રણ પણ થતું ગયું. રામચંદ્રે જ પહેલ વહેલું ભારતવર્ષ મનુષ્યોને વસવા લાયક બનાવ્યું. એટલા માટે તે મનુષ્યોની ભક્તિને પાત્ર બન્યા એમાં આશ્ચર્ય શું? મનુષ્યોમાં રામના નામ પ્રત્યે જે મહાન ભક્તિભાવ રહ્યો છે, તેનો તુળસીદાસે ખૂબ ઉપયોગ કરી લીધો.

આ પહેલી રામાયણ કથા મેં તમને સંભળાવી છે. હવે તમે આ દૃષ્ટિએ રામાયણને જુઓ.

સંપાદક ભાઈ, તમે પહેલાં ક્યારેયે આવો ખુલાસો સાંભળ્યો છે ખરો? કાગડાની કલ્પના શું બરોબર હોઈ શકે છે?

જુલાઈ, ૧૯૩૯

તમારા

**આશ્રમનો ઉલ્લુ**

૮

# લોકશાહી

સંપાદક ભાઈ,

આજે સાંજે કાગડો જ્યારે આમલી–આશ્રમમાં પાછો ફર્યો, ત્યારે કાંઈક બેચેન દેખાયો. મેં કારણ પૂછ્યું, તો કહેવા લાગ્યો કે, ગૂજરાતી ભાષામાં ક્રિયાવાચક પ્રત્યય શોધનાર કોઈ મોટો ચતુર માણસ હોવો જોઈએ. તેમાં મોટી ખૂબી એ છે કે, તેને દરેક ક્રિયાને એક એક પ્રકારનો વાયુ બનાવ્યો છે. જેમ કે, ખાવા, પીવા, બોલવા, લડવા ભિડવા વગેરે દરેક ક્રિયાને અંતે 'વા' પ્રત્યય આવે છે. એનો અર્થ એ કે, બધી ક્રિયાઓ જુદી જુદી જાતના વાયુ અથવા ગાંડપણનું જોશ છે. મનુષ્યોની બધી ક્રિયાઓમાં સારી પેઠે ગાંડપણનાં ચિહ્ન હોય જ છે. મનુષ્યને એ ગર્વ છે ને કે, દુનિયામાં તે જ એક વિચારવંત પ્રાણી છે? એટલા માટે તે બધી ક્રિયાઓ વિચારવાયુથી પ્રેરાઈને જ કરે છે.

હું— શું કોઈ નવી વાત આજે તારી નજરનો શિકાર બની છે?

ભૂશુંડી—હા. આજ કાલ મનુષ્યોમાં લોકશાહીની બોલબાલા જોરમાં ચાલી રહી છે.

હું—લોકશાહી શબ્દ તો મારા કાન પર પણ આવ્યો છે. પણ તે શી ચીજ છે તે હું હજુ સુધી જાણતો નથી.

ભૂશુંડી—માણસોના અનેક વાદોમાંનો આ પણ એક વાદ છે. આમ તો તે બહુ જૂના વખતથી મનુષ્યોમાં પેદા થયેલો છે, પણ તેનો એક નવો પવન હિંદુસ્તાનમાં આવી ગયો છે. હિંદુસ્તાનમાં આજ-કાલના ઘણાખરા ભણેલા ગણેલા લોકો લોકશાહીમાં પોતાનો વિશ્વાસ જાહેર કરે છે. બાપુની પોતાની પણ હિંમત નથી કે, કહે કે હું લોકશાહીમાં નથી માનતો. તે જ્યારથી હિંદુસ્તાનમાં આવ્યા છે, ત્યારથી દાવો કરે છે કે, હું પૂરેપૂરો લોકશાહીવાદી છું. પણ બીજા લોકોનો તેમના પર આરોપ છે કે, તે અને તેમના મોટા મોટા સાથી લોકશાહીના નિયમો પ્રમાણે કામ નથી કરતા. આના પરથી લોકશાહી શાને કહેવાય, તે બાબતમાં મોટી મોટી ચર્ચા થઈ રહી છે.

હું—શું લોકશાહી જેવી કોઈ ચીજ આપણા પંખીઓમાં નથી? લોકશાહી શાને મનાય છે?

ભૂશુંડી—લોકશાહી તો બધાં પ્રાણીઓમાં છે. અમ કાગડાઓમાં તો છે જ. ઉલ્લુઓમાં પણ હશે જ. ઘણું કરીને ટોળામાં રહેનાર દરેક પશુ-પક્ષીમાં હોય છે. પણ બધાની રીતો જુદી જુદી હોય છે.

હું—મને આ વાત જરા ઊંડા ઊતરીને સમજાવે તો હું પણ જાણી શકું કે, અમારામાં કેવા પ્રકારની લોકશાહી હોય છે. તમારી લોકશાહીની શી રીત હોય છે?

ભૂશુંડી—અમ કાગડાઓની લોકશાહીની એ રીત છે કે, અમે એક ચતુર કાગડાને અમારો નેતા બનાવીએ છીએ. તેને પસંદ કરવામાં અમારા દિલમાં તેનો કોઈ પ્રકારનો ડર નથી હોતો. અમે જોઈ લઈએ છીએ કે, તે અમારા જેટલો હોંશિયાર છે, અમારી ભલાઈ ચાહનાર છે, અમારે માટે પોતાનો જીવ પણ જોખમમાં નાખવા તૈયાર રહેશે અને પોતાના પેટના કરતાં અમારા પેટની વધારે ચિન્તા રાખશે. પછી એ જ્યારે અમને સૂચના આપે છે, ત્યારે અમે વિશ્વાસ રાખીએ છીએ

કે, તે અમારા ભલા માટે જ કરવામાં આવી હશે. એના અભિપ્રાય માટે અમને ક્યારેયે અવિશ્વાસ નથી હોતો; એટલે અમે તેની સૂચનાનો અમલ કરતાં પહેલાં વિચાર કરવા નથી બેસતા. તે એકાદ વાર ભૂલ કરે એવો અનુભવ અમને આવી શકે. પણ તે અમને દગો દે, એવું તો ક્યારેયે નહીં બને. કાગડામાં વિશ્વાસઘાતના જેવો દુર્ગુણ પેદા જ નથી થયો. એટલે પોતાના સરદારની આજ્ઞા હંમેશાં અમે તત્પરતાથી ઉઠાવીએ છીએ. અમારા સરદારને પણ વિશ્વાસ હોય છે કે, તેણે નીમેલા કાગડા ક્યારેયે પોતાનો જીવ બચાવવા અથવા તો પોતાના પેટને ખાતર બીજા કાગડાઓને દગો નહીં દે. બહુ પ્રાચીનકાળથી આ જ લોકશાહી અમારામાં ચાલતી આવી છે. આને બદલવાની અમને અત્યાર-સુધી ક્યારેયે જરૂર જણાઈ નથી.

હું—આ તમારો પ્રકાર તો કાંઈ અજબ લાગે છે કે, એક કાગડાના મતથી બધા કાગડા ચાલે! અમ ઉલ્લુઓને તો આ બહુ જોખમકારક કામ લાગે છે. અમે તો ક્યારેયે આવું ન કરીએ. જ્યારે પોતાની જ બુદ્ધિ પર વિશ્વાસ રાખવામાં ભય રહે છે, તો બીજા પર આટલો વિશ્વાસ કેવી રીતે મૂકી શકાય?

ભૂશુંડી—વારુ, તો તમારી ઉલ્લુશાહી કેવા પ્રકારની હોય છે?

હું—અમારો સૌથી મોટો ગુણ એ છે કે, અમને પોતાની બુદ્ધિ માટે કાંઈ પણ જાતનો ગર્વ નથી. અમે માનીએ છીએ કે, બુદ્ધિથી ચાલવામાં હંમેશાં ડર છે. એ તો ભૂલ કરાવવાવાળી જ કોઈ શક્તિ છે. એટલા સારુ નથી અમે પોતાની બુદ્ધિ પર વિશ્વાસ રાખતા કે નથી બીજા કોઈ ઉલ્લુની બુદ્ધિ પર. એટલા સારુ, અમે એવાને સરદાર ચૂંટીએ છીએ કે, જેનામાં અમારા માપે ઓછામાં ઓછી બુદ્ધિ હોય. જે થોડીયે બુદ્ધિ ચલાવવાનો પ્રયત્ન કરે છે, તેને ક્યારેય ઉલ્લુઓનો સરદાર નહીં બનાવવામાં આવે. પછી જ્યારે ઉલ્લુશાહ કાંઈ ફરમાન કાઢે છે, ત્યારે અમે એ જોઈએ છીએ કે, તે તેણે ઉતાવળે કાઢ્યો છે કે વિચાર કરીને. જો તેણે ઉતાવળે કાઢેલો હોય, તો અમે તરત જ તેનો વિચાર કર્યા વિના અમલ કરીએ છીએ. પણ જ્યારે ખબર પડે કે, તેણે એક ફરમાન બહુ વિચાર કરીને કાઢ્યું છે, ત્યારે અમે

માનીએ છીએ કે, તેનો અમલ તો કરવો પડશે, પણ તે પરિસ્થિતિમાં અમે તેની સૂચનાઓને બરાબર ઉલટાવીને જ અમલમાં મૂકીએ છીએ. વિચાર કરીને નીકળેલા ફરમાન પર અમારો વિશ્વાસ જ બેસતો નથી. બસ, આ જ રીતે અમારું કામ લાખો વર્ષોથી ચાલતું આવેલું છે અને અમારી આટલી ઉન્નતિ થઈ છે.

ભૂશુંડી — તમારી રીતો અને તમારી ઉન્નતિ પણ અજબ છે જો! કાગડા તો ઉલ્લુશાહીમાં ત્રણ દિવસમાં જ ખતમ થઈ જાય!

હું — હા. ઘણું કરીને તમે જ તો અમારા ભક્ષ્ય હો છો! તમારો નાશ કરવા માટે તો તમારાથી જુદા પ્રકારની અમારી 'શાહી' છે. ખેર, બીજા કોઈ પ્રકારની લોકશાહી પણ હોય છે શું?

ભૂશુંડી — હા, એક કાબરોની લોકશાહી હોય છે, વાંદરાઓની પણ એક જુદી જાતની લોકશાહી હોય છે. મધમાખી, કીડી, ઉધઈ વગેરે જંતુઓમાં પણ જાતજાતની 'લોકશાહીઓ' હોય છે.

હું — કાબરોની લોકશાહી કેવી હોય છે વારુ?

ભૂશુંડી, — ઘણું કરીને તેઓમાં કોઈ સરદાર હોતો નથી. જો કોઈ સરદાર બનવાની કોશિશ કરે, તો તે પિટાઈ જાય છે. તેઓ જ્યારે કાંઈ કરવાનું વિચારે છે, ત્યારે એક જગ્યાએ ભેગી થાય છે. ત્યાર બાદ લાંબા વખત સુધી બધી એક સાથે 'કલબલ કલબલ' કરીને જોરથી ચર્ચા કરે છે. પછી જે નિશ્ચય થાય છે, તે પ્રમાણે એકસાથે ઊડે છે. નાનું કામ હોય કે મોટું હોય, તે કરતાં પહેલાં ત્યાં હાજર રહેલી બધી કાબરો 'કાઊ કાઊ' કરીને ચર્ચા કર્યા પછી જ તેનો નિર્ણય કરે છે.

હું — ઠીક. આ જાતની લોકશાહી બનાવવાનો હેતુ શું છે?

ભૂશુંડી — અમે કાગડા એમ માનીએ કરીએ છીએ કે, જ્યારે બધા જ કાગડાની બુદ્ધિ સરખી છે, તો પછી દરેક કામમાં બધા જ શા માટે માથાકૂટ કરે? એક કાગડો નિર્ણય કરશે, તે જ દશ કાગડા ભેગા થવાથી થવાનો છે. એટલા સારુ ફરમાન કાઢવાનું કામ એકને સોંપી દઈએ છીએ. અને પછી દરેક કાગડો તેનું પાલન કરવામાં પોતપોતાની ચતુરાઈ દેખાડી આપે છે. કાબરો એમ વિચારે છે કે, કોઈ

પણ કાબરમાં પૂરી બુદ્ધિ નથી હોતી. એટલે બધાની બુદ્ધિ ભેગી કરવાથી સારું પરિણામ આવશે. પણ સાથે સાથે એવું પણ થાય છે કે, જ્યારે તેઓ બધાની બુદ્ધિ ભેગી કરવા બેસે છે, ત્યારે બધાની બેવકૂફી પણ તેમાં ભળે છે. એટલે કોઈ કોઈ વાર બધા મળીને પોતાનું નુકસાન પણ વહોરી લે છે. પરંતુ પશુ–પક્ષીઓમાં એક નિષ્કામ બુદ્ધિ હોય છે એટલે તેઓ તેમાં પણ સુખ માનીને રહે છે.

હું — નિષ્કામ બુદ્ધિ વળી કેવી ?

ભૂશુંડી — સમજ્યા નહીં ? જુઓને, શું તમે, અમે, બધાં એમ વિશ્વાસ નથી રાખતાં કે, પ્રાણી બુદ્ધિથી ચાલે કે મૂર્ખતાથી ચાલે, ક્યારેક સુખ તો ક્યારેક દુઃખ પડવાનું જ છે ? એક દિવસ મરણ તો આવવાનું જ છે. એકાદ દિવસ મહેનત કર્યા છતાંયે પૂરું ખાવાનું નથી મળતું. એટલે, આખરે, નફાનુકસાનની દૃષ્ટિએ 'શાહી'માં ફેરફાર કર્યા કરવામાં કાંઈ ડહાપણ નથી.

હું — હા, એ વિશ્વાસ તો અમારો પણ છે. ખેર. વાંદરાશાહી કેવી હોય છે, તે હવે કહે.

ભૂશુંડી — વાંદરાશાહીમાં પહેલાં બધા મોટા અને બળવાન વાંદરાઓ આપસમાં લડે છે અને જે વાંદરો સૌથી વધારે બળવાન સાબિત થાય છે, તે બીજા વાંદરાઓને ભગાડી દે છે. પછી તેને બધા નાના વાંદરાઓનો સરદાર બનાવવામાં આવે છે અને તેની જ હકૂમતમાં બધા રહે છે. તે તેમનું પાલન પણ કરે છે અને તેમને મારે છે પણ ખરો. તે તેમનું કાંઈક ભલું તો કરે છે, તેમના પ્રત્યે પ્રેમ પણ રાખે છે, પણ બધા તેનાથી ડરતા રહે છે, 'ભીતિ વિના પ્રીતિ નહીં', એ એમનું સૂત્ર છે.

હું — આ તો કોઈ સારી 'શાહી' નથી લાગતી. મનુષ્યને તો કદાચ જ, તે પસંદ આવતી હશે.

ભૂશુંડી — ના, એવું કાંઈ નથી. પણ છેવટે મનુષ્ય વાંદરાને જ પોતાનો પૂર્વજ માને છે ને ? એટલે ફરી ફરીને તે પાછો વારંવાર વાંદરાશાહી પર આવીને ઠરે છે.

હું — તો શું બાપુ પણ વાંદરાશાહી પસંદ કરે છે ?

ભૂશુંડી — ના. બાપુનો મત કાંઈક કાંઈક કાગડાશાહી સાથે મળતો છે. પણ હિંદુસ્તાનના ઘણા ભણેલાગણેલા લોકો કાબરશાહી પસંદ કરતા લાગે છે. આટલા સારુ જ તેઓ બાપુ પર બહુ ઊકળે છે.

હું — બાપુ અને બીજાની વચમાં આવો મતભેદ કેમ થાય છે? શું બાપુ પર પણ તેઓ વિશ્વાસ નથી રાખી શકતા?

ભૂશુંડી — સાચી વાત એ છે કે, હજારો વર્ષોથી મોટા મોટા માણસો એ શોધમાં લાગેલા છે કે, મનુષ્યો માટે સારામાં સારી રાજ્ય-પદ્ધતિ કઈ? પણ હજુ સુધી આ બાબતમાં કશો નિશ્ચય નથી કરી શક્યા. તેઓ દરેક પ્રકારનો પ્રયોગ કરી ચૂક્યા છે. પણ એક સુધ્ધાં સફળ સાબિત નથી થયો. વર્તમાન કાળમાં દુનિયાના લોકોમાં બે પક્ષ થઈ ગયા છે. એક માને છે કે, એક માણસના મતથી રાજ ચાલવું જોઈએ અને બીજો માને છે કે, બધાના મતોથી રાજ ચાલવું જોઈએ. બીજો મત રાખવાવાળા બધા લોકો લોકશાહીવાળા કહેવાય છે. પણ બધાનો મત કેવી રીતે લેવાય, કેટલી વાર લેવાય અને પછી રાજ કેવી રીતે ચલાવાય, એ બાબતમાં સેંકડો વાદ ઊઠે છે. એટલે કે, એ પક્ષની સ્થિતિ એવી છે કે, પોતાને ડાહ્યા સમજનાર કોઈ પણ બે માણસોનો મત એકબીજાની સાથે મળતો થતો જ નથી. વળી બાપુનો એ દોષ છે કે, તેઓ માને છે કે બધા માણસો કાગડાના જેવા ડાહ્યા, ચતુર અને ચારિત્રવાન હોઈ શકે છે. પણ બીજા લોકો કહે છે કે, બહુ થોડા માણસો ડાહ્યા, ચતુર અને ચારિત્રવાન હોય છે. બાપુ બધા પર વિશ્વાસ રાખીને અને બધાના વિશ્વાસની આશા રાખીને ચાલવા ઇચ્છે છે. પણ બીજા લોકો સમજે છે કે, વિશ્વાસ પોતાનાં માબાપ પર પણ ન રાખવો. ત્યારે મનુષ્યોમાં કાગડાની લોકશાહી કેવી રીતે ચાલે? એટલા સારુ ઘણા લોકો કાબરશાહી તરફ ઝૂકે છે. પણ આખરે વિશ્વાસ સિવાય તો કામ ચાલતું નથી, ત્યારે તેઓ મૂંઝવણમાં પડી જાય છે અને પછી વિચાર કરીને કોઈ બેવકૂફને સરદાર બનાવીને કામ કરવા ચાહે છે. પણ માણસોમાં સાચા બેવકૂફ પણ ઓછા હોય છે. આથી, તે સરદાર તેમાંથી વાંદરાશાહી કાયમ કરવાનો પ્રયત્ન કરે છે.

હું — દુનિયામાં એ પણ એક મોટી નવાઈ છે કે, મનુષ્ય આટલું મોટું પ્રાણી હોવા છતાંયે હજુ સુધી પોતાને માટે કોઈ સારી 'શાહી' શોધી શક્યું નથી. તમારો શો મત છે? તેને માટે કેવું રાજ્ય સારું બને?

ભૂશુંડી — આપણે શા સારુ તેની ચિંતા કરીએ? તમને કે મને કોઈએ આ વાત પૂછી તો નથી ને?

હું — ના, એમ તો કોઈએ નથી પૂછી. પણ 'સર્વોદય' ના સંપાદક કદાચ પસંદ કરે, તો તેનો પ્રચાર કરી શકે છે. બધા માણસોના સુખનો વિચાર કરવો, એ જ એમનું કામ છે ને? જો આપણે કાંઈ મદદ કરી શકીએ, તો તેમ કરવાનું આપણું કર્તવ્ય છે.

ભૂશુંડી — હું તો એ નિર્ણય પર આવ્યો છું કે, જે મદદ નથી માગતો તેની મદદે જવું, એ બેવકૂફી છે. છતાંયે તમારો આગ્રહ છે તો મારા પોતાના વિચારો જણાવું છું. તમે તેનો જોઈએ તે ઉપયોગ કરો. હું 'સર્વોદય'ના સંપાદકને નથી ઓળખતો.

હું — ખેર. મને જ જણાવો.

ભૂશુંડી — મારો એવો મત છે કે, યોગ્ય માનવશાહીનો નિશ્ચય મનુષ્યોએ જ કરવો જોઈએ, અને તેને સારુ, જેમ કોંગ્રેસ કહે છે, તેમ એક મોટી પ્રતિનિધિસભા પણ બોલાવવી જોઈએ. પણ તેમાં આવનાર પ્રતિનિધિઓ માટે એ ફરજિયાત હોવું જોઈએ કે, તેઓ બધા સાઇકલ પર બેસીને આવે અને જ્યાં સુધી પરિષદ ચાલે, ત્યાં સુધી સાઇકલ ફેરવતા રહે. કોઈ પણ માણસ સ્થિર ઊભો ન રહે. સાઇકલ ચલાવતાં ચલાવતાં રાજ્ય પ્રણાલિની બાબતમાં જે નિર્ણય થાય, તે પ્રકારની માનવશાહી સ્થાપવામાં આવે.

હું — આ તો તમે બહુ વિચિત્ર માર્ગ બતાવ્યો! આમ કરવાનું શું કારણ?

ભૂશુંડી — મનુષ્યોના નસીબમાં લખેલું છે કે, તે ફેરફારોમાં સુખ માને, કોઈ પણ પદ્ધતિને ટકાવવામાં નહીં. જ્યારે કોઈ પદ્ધતિ ટકે છે, ત્યારે એમાંથી કોઈ ફળ પેદા થાય છે, પણ ફળ ખાવાની તો મનુષ્યને મનાઈ છે. તે જ્યારે ફળ ખાવા જાય છે, ત્યારે વધારે દુઃખ પામે

છે. એટલા સારુ તો ભગવાને મનુષ્યનો આ ધર્મ બતાવ્યો છે :

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ।

કોઈ પણ વાયુથી પ્રેરિત થઈને કામ કરતા રહેવું, એટલો જ મનુષ્યનો અધિકાર છે. તે ક્રિયાના ફળ જેવાં પેદા થવા માંડે, તેવો જ તે ક્રિયામાં ફેરફાર કરી દેવો જોઈએ અને ફળને પેદા થવા જ ન દેવું જોઈએ. જેવી રીતે માણસ જ્યાં સુધી સાઇકલ ચલાવતો રહે, ત્યાં સુધી તે પડતો નથી, તે પ્રમાણે જ્યાં સુધી કોઈ પદ્ધતિ સ્થિર ન થાય, ત્યાં સુધી જ તે સારી સમજવામાં આવે. ફેરફાર કરવાની ક્રિયામાંથી જેટલું સુખ પ્રાપ્ત થાય, તેટલાથી જ સંતોષ માનવો જોઈએ. કામ પૂરું કરીને ફળ મેળવવાની ઇચ્છા કરવી, એ જ એને માટે પાપ છે. એનો નિયમ એવો હોય કે, તે ખેતર ખેડે અને જ્યાં સુધી અનાજ ન થાય ત્યાં સુધી તેની રખવાળી કરે, અને પછી તે છોડીને બીજું કામ કરવા માંડે.

સંપાદક ભાઈ, હું ભૂશુંડીની આ વાત બરોબર સમજી શક્યો નથી. મને એ પણ ખબર નથી કે, તેની આ વાત ગંભીર છે કે મજાક છે. તે વધારે સ્પષ્ટતા કરવાનો ઇન્કાર કરે છે.

ઑગસ્ટ, ૧૯૩૮

તમારા

**આશ્રમનો ઉલ્લુ**

૯

# આંખનો ઉપયોગ

સંપાદક ભાઈ,

ઘણા દિવસથી હું વિચારી રહ્યો હતો કે, તમારા લોકોમાં કેટલાક માણસો બહુ હોશિયાર, કેટલાક સાધારણ અને કેટલાક તદ્દન મૂર્ખ કેમ હોય છે? બીજાં પ્રાણીઓમાં હું આટલો ફરક નથી જોતો. અમ ઉલ્લુઓમાં તો બધામાં એકસરખું ડહાપણ હોય છે અને કાગડો કહે છે કે, બધા કાગડા એકસરખા ચતુર હોય છે. પછી તમારામાં જ આટલો ભેદ કેમ છે? આજે કાગડો જ્યારે આશ્રમમાં પાછો આવ્યો, ત્યારે કોઈ નવી ચીજ નહોતો લાવ્યો, એટલે મેં એને આ સવાલ પૂછ્યો. ત્યારે એ બોલ્યો:

ભૂશુંડી — હું પણ આ વાત પહેલાં સમજતો નહોતો, પણ એક દિવસ હું ગૂજરાત વિદ્યાપીઠના ચિત્રકળા મંદિરની બારીમાં બેઠો હતો. કેટલાક છોકરાઓ નમૂનો જોઈ જોઈ ને એક ચિત્ર કાઢી રહ્યા હતા. મેં જોયું કે, તેઓ જ્યારે જ્યારે નમૂના તરફ જોતા, ત્યારે ત્યારે એક આંખ બંધ કરી દેતા. વાત તો બરોબર જ છે. એક સાથે બે આંખો વડે જોવાથી ક્યારેયે બરોબર નથી દેખાતું, એ કાક-વિજ્ઞાન-શાસ્ત્રમાં જાણીતું જ છે. ચિત્રકારોએ કોઈ ને કોઈ રીતે આ વાત અનુભવથી જાણી લીધી છે. તેટલા સારુ તેઓ ચિત્ર કાઢતી વખતે એક જ આંખનો ઉપયોગ કરે છે. પણ મનુષ્યનો બુદ્ધિવિકાસ બહુ ઓછો હોવાને કારણે આટલા અનુભવ પછી પણ એને એટલું નથી સૂઝતું કે, તીક્ષ્ણ દૃષ્ટિ મેળવવા માટે હંમેશાં એક જ આંખે જોવું જોઈએ. બન્ને આંખોથી જોનારને ક્યારેય કોઈ વાતનું બરાબર જ્ઞાન નથી થતું. અમે કાગડાઓ તો ક્યારેયે એકસાથે બે આંખો વડે નથી જોતા. તમારી અને મારી બુદ્ધિમાં જે ભેદ છે, તેનું કારણ પણ આ જ છે. તમારી બન્ને આંખો એકસાથે જોઈ શકે છે. મનુષ્યોની પણ આ જ

વાત છે. એટલા સારુ તેમણે પોતાની નજર સુધારવા માટે એક આંખ બંધ કરીને જ જોવું જોઈએ. મનુષ્યોમાં કહેવાય પણ છે કે, કાણો મનુષ્ય હંમેશા હોશિયાર હોય છે. અને પેલા આપણા કૃપાલાની છે ને, એમનું પણ એક વચન છે કે, દુનિયાના બધા મોટા મોટા પેગમ્બરો હંમેશા એક આંખથી જોનારા હોય છે. સામાન્ય માણસ બંને આંખોથી જુએ છે એટલે એમની બુદ્ધિ પણ સામાન્ય હોય છે.

હું — તો શું તારો એવો મત છે કે, બધા ઉલ્લુઓ અને માણસોની એક એક આંખ ફોડી નાખવામાં આવે? એનાથી શું અમે વધારે બુદ્ધિમાન થઈશું?

ભૂશુંડી — આજના કરતાં તો જરૂર થશો. પણ એ રીત બરાબર નથી. કારણ, પછી તમને કાં તો માત્ર ડાબી બાજુનું દેખાશે અથવા માત્ર જમણી બાજુનું. એ પણ અધૂરી નજર જ રહી જશે. પણ બંને આંખો સાબૂત રાખીને માણસ પહેલાં એક આંખથી જોઈ લે અને પછી બીજી આંખથી જોઈ લે, તો એને વધારે સાફ દેખાશે. લાગે છે કે કૃપાલાની આ જ માને છે. તે કહે છે કે, બાપુ એક જ આંખથી જોઈ શકે છે, બંને આંખથી કોઈ વાતને નથી જોતા. અને કેટલાયે લોકોને કૃપાલાનીને વિષે શંકા છે કે, તે હંમેશા એક આંખથી જ જુએ છે.

હું — ત્યારે તો કૃપાલાની પણ બાપુના જેટલા ડાહ્યા હશે!

ભૂશુંડી — ક્યાંથી હોય? જ્યાં સુધી એક આંખથી જોવાની કળા નથી શીખ્યા, ત્યાં સુધી ક્યાંથી હોય? કાકવિજ્ઞાન તો બાપુમાં પણ નથી, તો કૃપાલાનીમાં ક્યાંથી હોય? હા, તે એક જ આંખથી જુએ છે ખરા, પણ તે એ રીતે કે, તે મહિનાઓ અથવા વર્ષો સુધી માત્ર ડાબી આંખનો ઉપયોગ કરે છે અને પછી લાગલગાટ જમણી આંખનો જ ઉપયોગ કરવા માંડે છે અને પછી લાંબા વખત સુધી એનાથી જ કામ ચલાવે છે. આવા વિચિત્ર અનુકરણથી થોડો જ કોઈ કાગડો બની શકે છે?

હું — તો બાપુમાં અને તારામાં ભેદ શું છે?

ભૂશુંડી — અમે પ્રતિક્ષણ અમારી બંને આંખોનો વારફરતી ઉપયોગ કરીએ છીએ. એટલી ઝડપથી બાપુ પોતાની દૃષ્ટિ બદલી નથી શકતા. એમને પણ જમણી દૃષ્ટિ પરથી ડાબી દૃષ્ટિ પર આવતાં કેટલોક વખત લાગે છે એટલે તેમને હું એક ‘બાળકાગડો’ કહી શકીશ, અને છે પણ એમ જ.

હું — શું આંખોથી જોવાની બીજી કોઈ રીત છે, જેનાથી બુદ્ધિ વધી જાય?

ભૂશુંડી — હા, કાગડા અને કાણામાં બધા એક આંખવાળાનો સમાવેશ થાય છે. એમાં કાણાને બુદ્ધિમાન સમજનાર લોકો પોતે બુદ્ધિમાન નથી હોતા. બે આંખોવાળા કરતાં તે જરૂર બુદ્ધિમાન છે. પણ ખરું જોતાં તેનામાં વધારે બુદ્ધિ નથી હોતી. માત્ર હિસાબી ચતુરાઈ હોય છે. હવે બે આંખોવાળા અને કાણાની વચમાં થોડા દોઢ આંખવાળા પણ હોય છે, તે બહુ બુદ્ધિમાન ન હોય, તોયે ચતુર તો જરૂર હોય છે.

હું — કોઈ દોઢ આંખવાળો કેવી રીતે હોઈ શકે?

ભૂશુંડી — બધા ચિત્રકારો જો કોશિશ કરે, તો દોઢ આંખવાળા થઈ શકે. પણ કેટલાક લોકો સ્વભાવથી જ એવા હોય છે. એમની એક આંખ મોટી અથવા પૂરી ઊઘડેલી અને બીજી આંખ નાની અથવા અરધી ઊઘડેલી હોય છે. કોઈ કોઈ વખત તે બીજી આંખ પણ પૂરી ઉઘાડીને જોઈ લે છે. જે ક્ષણે તે એમ કરે છે, તે જ વખતે તેમાંથી એક ચાતુર્યનું કિરણ નીકળે છે અને સામેની વસ્તુને સમજી લે છે. આ કારણથી તેઓ ચતુર હોય છે. જો તેઓ બંને આંખોથી આમ કરત, તો કદાચ કાગડાની પણ બરોબરી કરી શકત. પણ એટલી શક્તિ એમનામાં હોતી નથી. કેટલાક લોકો એમ કરવા જાય છે, તો બાડા થઈ જાય છે. તેઓ પણ ચતુર તો હોય છે, પણ કાકચતુરાઈ અને એમની ચતુરાઈમાં એટલો જ ફરક છે, જેટલો કાકબુદ્ધિ અને કાણાની બુદ્ધિમાં છે.

હું — હવે હું તારી વારંવારની આત્મપ્રશંસાથી કંટાળી ગયો છું. હું સારી રીતે સમજી ગયો છું કે તું મોટો બુદ્ધિમાન અને ચતુર છે. પણ વારંવાર બેવડાવવાને લીધે તારી વાતો 'સર્વોદય' જેવા ગાંધીવાદી પત્રમાં લખતાં મને સંકોચ થાય છે.

ભૂશુંડી — તો ન લખો. મેં ક્યારે કહ્યું કે મારી ને તમારી બધી વાતચીતો 'સર્વોદય'માં આપવી જ જોઈએ. લો ત્યારે આજથી 'સર્વોદય' માટે કંઈ પણ લખવાની મનાઈ કરી દઉં છું.

હું — ના ભાઈ, આટલો બધો ગુસ્સે શું થાય છે? મેં તો થોડુંક તારા ભલા માટે જ કહ્યું.

ભૂશુંડી — હું રોષથી નથી કહેતો. હું કાગડાની બુદ્ધિચતુરાઈની ચર્ચા આત્મશ્લાઘાને ખાતર નથી કરતો. પણ તે એક મોટી સત્ય બીના હોવાને લીધે કુદરતી રીતે મોઢામાંથી નીકળી જાય છે. એના ઉપર તમે ઉશ્કેરાઈ ગયા. તમને ખબર નથી કે કાગડાનો પણ એક પોતાનો એવો સ્વભાવ હોય છે? તે કેટલોયે જ્ઞાની હોય પણ તેનો 'કા કા' કરવા અને સડેલું ખાધા સિવાય બીજે છૂટકો જ નથી. તેવી જ આ આત્મપ્રશંસાવાળી વાત પણ સમજી લો.

હું — ઠીક ભાઈ ઠીક. હવે હું ભૂલ નહીં કરું.

આવી વાત છે, સંપાદક ભાઈ! જો તમે અયોગ્ય ન સમજો, તો મારા કાગડાની આત્મપ્રશંસાનો કંઈક ભાગ કાઢી નાખજો. હું ઉલ્લુ સમજતો નથી કે કેટલું કાપવું સારું અને કેટલું નહીં.

સપ્ટેમ્બર, ૧૯૩૯

તમારા

**આશ્રમનો ઉલ્લુ**

## ૧૦

# મનુષ્યોના ઝઘડા

**સંપાદક ભાઈ,**

અમ પંખીઓને તમારા લોકોના ઝઘડા સાથે શો સંબંધ? છતાંયે કોણ જાણે કેમ મને તમારા લોકોમાં અત્યારે જે ઝઘડા ચાલી રહ્યા છે તેનાથી ખેદ થાય છે. સવાઈ કહે છે કે, હું જ્યાં જરૂર નથી હોતી ત્યાં પણ ખેદ કરતો બેસું છું અને જેને સહાનુભૂતિની પરવા નથી હોતી તેના દુ:ખોમાં પણ દુ:ખી થાઉં છું. સવાઈ એટલો ડાહ્યો છે કે, તેના કહેવા પર મને વિશ્વાસ બેસી જાય છે. છતાંયે હું એને વારંવાર કૉંગ્રેસના ઝઘડાઓનો કાંઈ ઇલાજ દેખાડવા કહ્યા કરું છું. પણ તે મને ટાળ્યા કરે છે. પણ કાલે મેં હઠ લીધી કે, જ્યાં સુધી તું મારું સમાધાન નહીં કરે ત્યાં સુધી ન તો હું ખાવાનું શોધવા જઈશ કે ન તો તને ઊંઘ લેવા દઈશ. એટલે એણે પોતાના વિચાર દર્શાવ્યા. તે બોલ્યો :

ભૂશુંડી — જ્યાં સુધી માણસ ઝઘડા પેદા કરનારી પરિસ્થિતિને પિછાણતો નથી, ત્યાં સુધી ઝઘડા થતા જ રહેશે. તેને ન તો હિંસાવાદ ટાળી શકે, ન તો અહિંસાવાદ, પણ પરિસ્થિતિનું જ્ઞાન થઈ જાય તો બધા ઝઘડા મટી શકે.

ખરી રીતે, ઝઘડવું એ મનુષ્યનો જાતિસ્વભાવ જ છે. કોઈનામાં તે ઓછા પ્રમાણમાં હોય છે, તો કોઈનામાં વધારે પ્રમાણમાં. પણ એક એવી પરિસ્થિતિ હોય છે, જેમાં બહુ ઝઘડનાર માણસ પણ શાંતિવાદી મનાય છે અથવા બની જાય છે. અને જે ઓછો ઝઘડનાર હોય તેની ગણતરી લડનારામાં થાય છે. આનું સૌથી મોટું ઉદાહરણ સ્વયં બાપુનું છે. બાપુ જેવો ઝઘડનારા સ્વભાવનો માણસ લાખો વા કરોડોમાં એકાદ જ હોય છે. છતાં પણ તેમની ગણતરી શાંતિના પેગંબરોમાં અને અહિંસાના નિષ્ણાતોમાં થાય છે. હું આને દુનિયાની મોટામાં મોટી અજાયબીઓમાંની એક માનું છું. સૂર્ય, ચંદ્ર અને તારાઓથી પણ

વધારે કોઈ આશ્ચર્ય હોય તો બાપુની આ શાન્તિવાદી તરીકેની ખ્યાતિ છે. પણ આ બધો પરિસ્થિતિનો ખેલ છે.

હું — શું બાપુને તું સાચા શાન્તિવાદી નથી માનતો ? એમને ઝઘડનારા કહીને તું આટલા મોટા મહાત્માનો કેટલો દ્રોહ કરે છે !

સવાઈ — આપણો આ આશ્રમ સાથે સંબંધ છે. આપણને આમાં ખાવાનું મળી જાય છે અને એ બાપુનો બનાવેલો છે. સવર્ણોની દૃષ્ટિમાં કાગડા અને હરિજનો સરખા જેવા જ હોય છે. એટલા સારુ મને પણ હરિજનો માટે સમભાવ છે. અને બાપુની હરિજનો પર મોટી કૃપા છે. મારી સાથે ક્યારેયે એમને ઝઘડો જ નથી થયો. ત્યારે શું મને એમને વિષે ઓછો આદર હોઈ શકે ? છતાંયે સાચું તો સાચું જ છે. જો એ પરિસ્થિતિ ન હોત તો બાપુ અહિંસાવાદી હોવા છતાંયે જગતના પહેલા નંબરના ઝઘડાખોરોમાં ગણાતા હોત.

હું — તે કઈ પરિસ્થિતિ ?

સવાઈ — બાપુ વિવાહિત છે.

હું — વિવાહિત ? વિવાહિત અને અવિવાહિતનો લડાઈઝઘડાની જોડે શો સંબંધ ?

સવાઈ — બહુ મોટો ! હું મનુષ્યની વાત કરી રહ્યો છું, બીજાં પ્રાણીઓની નહીં. મેં આખી દુનિયાના નાનામોટા સાર્વજનિક માણસો અને તેમના ઝઘડાઓની છણાવટ કરીને એ શોધી કાઢ્યું છે કે, જે માણસ બહુ ઝઘડાખોર હોવા છતાંયે વિવાહિત હોય છે, તે ઝઘડાખોરોની સાથે રહેવા છતાં શાન્તિપ્રિય બની જાય છે; અને ઓછો ઝઘડાખોર હોવા છતાં અવિવાહિત વા વિધુર વા એના જેવી પરિસ્થિતિમાં હોય છે, તે ઝઘડનારો બની જાય છે અથવા કમમાં કમ ઝઘડામાં ફસાયેલો તો રહે જ છે.

હું — આ તું એક તદ્દન નવી જ વાત કહી રહ્યો છું. મને એ બરાબર સમજાવવી પડશે.

સવાઈ — જો તમારી હઠ જ છે તો મારે સમજાવવી જ પડશે. પણ હું તમને ચેતાવી દઉં છું કે, જો તમે આને ‘સર્વોદય’માં આપશો

અને ક્યાંક જો તેના વાચકોને માઠું લાગી જશે તો તમારી લેખમાળા જ બંધ કરી દેવામાં આવશે.

હું—એની ચિન્તા સંપાદક કરશે. કોઈ વાત યોગ્ય નહીં હોય તો તે કાપી નાખશે. હું તો સાચેસાચ ઉલ્લુ છું. જો સંપાદક મારું લખેલું સુધારીને નહીં છાપે તો લોકો એમને જ ઉલ્લુ માનશે.

સવાઈ—ઠીક, જેવી તમારી મરજી. કૉંગ્રેસમાં આજકાલ જે ઝઘડા ચાલી રહ્યા છે તેના ઉપર નજર નાખો. વલ્લભભાઈ, રાજેન્દ્રબાબુ, ભૂલાભાઈ વગેરે વર્કિંગ કમિટીના સભ્યો બધા એક જ પક્ષમાં છે. છતાંયે રાજેન્દ્રબાબુ, જયરામદાસ, જમનાલાલજી, સરોજની નાયડુ વગેરેની સાથે પોતાની લડાઈ છે એમ સુભાષબાબુ નથી માનતા. વર્કિંગ કમિટીના સૌથી મોટા સલાહકાર તો ખુદ બાપુ છે, પણ તે બાપુને ઝઘડાનું મૂળ નથી માનતા. પણ વલ્લભભાઈ, ભૂલાભાઈ અને પ્રફુલ્લબાબુ પર જ ઝઘડાખોરીનો આરોપ મૂકવામાં આવે છે. અને આ ત્રણેમાંથી એકેયને પત્ની નથી. ગરમ પક્ષ તરફ જુઓ તો રોય અને રંગા પણ ગરમ પક્ષવાળા છે. જયપ્રકાશ નારાયણ પણ છે. પણ સુભાષ અને નરીમાન જ ગરમપક્ષના નેતા થયા છે. કૉંગ્રેસની શિક્ષામાં તે જ એ આવી ગયા. તે બન્નેએ લગ્ન કર્યું નથી.

પછી જવાહરલાલને જુઓ. બન્ને પક્ષમાં સમાધાન કરાવવા માટે કેટલી મહેનત કરી રહ્યા છે! પણ છતાંયે એમની ગણતરી હંમેશાં લડાઈપ્રિય માણસોમાં જ થશે. નથી ગાંધીવાળા એને પોતાના પક્ષના માનતા કે નથી સુભાષવાળા. તે સાચા દિલથી લડાઈ નથી ચહાતા, પણ કોઈ પણ સવાલ હોય, તેના પર જવાહરલાલ શું કહેશે, નારાજ થશે કે સંતુષ્ટ, તેની બધાને ફિકર રહે છે. આનું કારણ એ છે કે, તે વિધુર છે. પત્નીહીન પુરુષનો વિશ્વાસ નથી કરી શકાતો કે તે ઝાઝા દિવસ ઝઘડો કર્યા સિવાય રહી શકે.

બીજી બાજુથી જુઓ તો જેમને પત્ની છે તેઓ ઝઘડો કરે તો પણ બહુ દિવસ તે ચલાવી નથી શકતા. છેવટે પાછા હઠી જાય છે. દા. ત., ડૉ. ખરે અને ગોળે. રાજસ્થાનમાં હરિભાઉ ઉપાધ્યાય અને રામનારાયણ ચૌધરી. આ બધા પત્નીવાળા છે, એટલે છેવટે ઝઘડામાંથી

ખસી જાય છે. પણ બાબા નરસિંહદાસ વિધુર છે એટલે બરાબર કમર કસીને મંડ્યા રહે છે. આ તમારા સંપાદક દાદાને જ જુઓ. ઝઘડાથી ગાઉના ગાઉ દૂર ભાગે છે. પણ કાકા? અહીં સત્યાગ્રહાશ્રમમાં રહેતા હતા ત્યારે દુનિયામાં કોઈએ નહોતું સાંભળ્યું કે એમનામાં ટંટાબાજી છે. પરંતુ જ્યારથી વિધુર થયા છે ત્યારથી ઝઘડા સિવાયનું ન તો એકકે સ્થાન રહ્યું છે કે ન તો એકકે દોસ્ત. અને કિશોરલાલ અને નરહરિનો સ્વભાવ કાંઈ ઓછા ઝઘડા વહોરવાનો નથી. પણ બન્નેને પત્નીઓ છે એટલે પાછા હઠી જાય છે અને સજ્જન હોવાની ખ્યાતિ મેળવે છે. શું તમે નથી જાણતા કે, ખુદ બાપુની આજુબાજુ રહેનારાઓનો બાપુની સાથે કેવા પ્રકારનો સંબંધ છે? મહાદેવ વગેરે વિવાહિત લોકો ક્યારેયે બાપુ સાથે ઝઘડો નથી કરતા. થોડીક ચર્ચા કરી લે છે અને બાપુની વાત માની લે છે, પણ જુઓ, પેલાં મીરાંબહેન, પ્યારેલાલ, સુરેન્દ્ર, બળવંતસિંહ વગેરે જેટલાં પતિ વિનાનાં કે પત્ની વિનાના છે તેઓ હંમેશાં બાપુ સાથે ઝઘડો કર્યા જ કરે છે.

હજુ પણ જુઓ. જે કારણે નરીમાનનો કોંગ્રેસ સાથે ઝઘડો થયો તેના નિમિત્ત તો ખેર હતા. પણ ખેર વિવાહિત છે એટલા સારુ નરીમાને પણ ખેરને ખરાબ નથી કહ્યા, સરદારને જ કહ્યા. બીજી બાજુ મદ્રાસમાં રાજાજી ખેરના જેવું જ મીઠું બોલે છે અને હસે છે. પણ તે વિધુર છે એટલે તેમની ખ્યાતિ ઝઘડનારા તરીકે થાય છે. તે બોલવા ઊભા થાય છે તો એમના બધા પ્રતિપક્ષીઓ એમની દલીલોથી ડરે છે.

કોંગ્રેસ અને મુસ્લિમ લીગમાં કેમ આટલો ઝઘડો છે? અહીં જ્યારે રાજેન્દ્રબાબુ પ્રમુખ હતા ત્યારે તેણે ઝઘડો પતાવવાનો પ્રયત્ન કર્યો. પણ ઝીણા વિધુર હતા એટલે કેવી રીતે પતે? છતાં ઝઘડો વધ્યો નહીં. પણ પછી જવાહરલાલ પ્રમુખ થયા એટલે બન્ને વિધુર આવી ગયા. બન્નેનો ઝગડો વધી ગયો. દિલ્હીની ધારાસભામાં પણ આ જ કારણથી ભૂલાભાઈને ઝીણા સાથે નથી બનતું. સાચું જોતાં, ન તો મુસ્લિમ લીગને ઝઘડો પસંદ છે, ન તો ઝીણાને. પણ જ્યારથી ઝીણા વિધુર થયા છે ત્યારથી ઝઘડા સિવાય રહી નથી શકતા.

વળી બીજી એક સાબિતી આપું. હાલમાં જ કોંગ્રેસ સમાજવાદી પક્ષમાં ફૂટ પડી ગઈ છે. ફૂટીને બહાર નીકળનાર ત્રણે સભાસદોમાંથી — મસાણી, અચ્યુત પટવર્ધન અને અશોક મહેતા — કોઈને પત્ની નથી. ઝઘડો તો થયો જયપ્રકાશ નારાયણની નીતિને કારણે. છતાં તે તો ત્રિપુરીના શાન્તિસંસ્થાપકોમાંના એક મનાય છે અને એમના સાથી સ્વામી સહજાનંદ અને ભિક્ષુ રાહુલ તોફાનીઓમાં ગણાય છે. ભલા, સંન્યાસી અને ભિક્ષુઓને તો શાન્તિનું વ્રત હોય છે. પણ સાબિત થાય છે કે પત્નીનો અભાવ જ ઝઘડો કરાવે છે.

આનું એક જબરદસ્ત પ્રમાણ કર્ણાટકમાં મળી આવે છે. ત્યાં ગંગાધરરાવ, દિવાકર, કૌજલગી, હર્ડીકર, પુંડલિક વગેરે બધા પત્નીહીન છે. એટલે જુઓ, તે બધાની ખ્યાતિ ઝઘડાખોર માણસો તરીકે છે.

અહીં ગુજરાતમાં જુઓ તો ડૉ. ચંદુલાલ, દિનકર મહેતા અને મૃદુલાની ખ્યાતિ ઝઘડનાર તરીકે થાય છે અને જીવણલાલ દીવાન, મોરારજી દેસાઈ વગેરે સમજદાર મનાય છે. ખરી રીતે બધાનો સ્વભાવ એક સરખો જ છે, પણ પહેલા બેને સ્ત્રીઓ નથી અને મૃદુલા પણ અવિવાહિત છે.

વર્ધાના પણ એ જ હાલ છે. ધોત્રે, કાળે વગેરે બધા શાન્તિ-વાદી છે. પણ વિનોબાને એમના અંધ શિષ્યો સિવાય કોણ શાન્તિવાદી કહેશે? કુમારપ્પાને કોણ ઝઘડનાર નહીં કહે? પણ એમના ભાઈ ભારતન્ અને શિષ્ય ઝવેરભાઈ કેટલા ભલા છે! વિવાહિત હોવાથી જ તેમનામાં આ ભલાઈ છે. જાજુજીને જુઓ. તેમની વાણી તો બહુ કઠોર છે પણ વિવાહિત હોવાથી તે ઝઘડામાંથી ખસી જાય છે. જમનાલાલજી પણ એ જ કારણથી સજ્જન મનાય છે.

પછી મહારાષ્ટ્રના હાલ સાંભળો. શંકરરાવ દેવ, સેનાપતિ બાપટ અને દાસ્તાને એ ત્રણે જૂના દોસ્તો છે. દેવ અને દાસ્તાને એક જ પક્ષમાં છે પણ લોકો દેવને જ ઝઘડાના * સરદાર કહેશે, દાસ્તાનેને કોઈ નહીં કહે. સેનાપતિ બાપટ કેટલી એકતા ચહાય છે? પણ વિધુર હોવાથી ઝઘડાથી બચીને નથી રહી શકતા. પેલાં પ્રેમાબહેન પણ ઝઘડામાંથી બહાર નથી નીકળતાં. મહારાષ્ટ્રમાં સ્વરાજ પક્ષના કેટલાયે

લોકો છે, પણ ઝઘડાનો બધો માર સહેવો પડે છે જમનાદાસ મહેતાને જ. કેમ કે તેને પત્ની નથી. વળી ગોકુળભાઈના દુશ્મન પણ તેને ઝઘડાખોર નહીં કહે. પણ સ્વામી આનંદના મિત્ર પણ તેને શાન્તિપ્રિય નહીં કહી શકે. આમાં વિવાહ સિવાય બીજું કોઈ કારણ નથી. કેમ કે અહિંસાનો અર્થ પ્રેમ જ હોય તો સ્વામી આનંદ શું ગોકુળભાઈ કરતાં ઓછો પ્રેમ કરે છે?

બંગાળમાં પણ આ જ સ્થિતિ છે. જે પ્રમાણે સુભાષ એક બાજુથી ઝઘડાના સરદાર છે, તે જ પ્રમાણે બીજી બાજુથી પ્રફુલ્લ ઘોષ નેતા છે, કેમ કે બન્ને અવિવાહિત છે. રવીન્દ્રનાથ જેવા તત્ત્વજ્ઞાની અને કવિ પણ વિધુરતાને કારણે હમણાં હમણાંના ઝઘડાઓમાં ફસાઈ પડે છે. અને જુઓ, મહારાષ્ટ્ર અને બંગાળમાં જ સૌથી વધારે ઝઘડાઓ કેમ ચાલે છે? કારણ કે આ જ બે પ્રાન્તોમાં વધારે પ્રમાણમાં કાર્યકર્તાઓ અવિવાહિત હોય છે. બિહારના કાર્યકર્તા ઘણું કરીને નાનપણમાં જ લગ્ન કરી લે છે. એટલા સારુ એ પ્રાન્ત કેટલો શાન્તિપ્રિય મનાય છે! જ્યારથી એમનામાં અવિવાહિત કાર્યકર્તાઓની સંખ્યા વધી છે ત્યારથી જ ઝઘડાની સંખ્યા પણ વધી છે.

હું — શું આ નિયમ હિંદુસ્તાન માટે જ છે?

સવાઈ — ના રે! આખી માનવજાતિ માટે છે. હમણાં પેલા યુરોપમાં લડાઈ ફાટી નીકળી તે જ જુઓ. લડાઈમાં ભળેલાં બધાં રાજ્યોમાં એકલો હિટલર જ અવિવાહિત છે. એટલા માટે એના દ્વારા જ લડાઈ શરૂ થઈ. હવે આમાં બન્ને બાજુથી હજારો અને લાખો માણસોનો સંહાર થશે. છતાંયે હિટલર તો યુદ્ધનો શેતાન અને મનુષ્યનો દુશ્મન મનાય છે અને ચેમ્બરલેન તથા હેલિફેક્સ શાન્તિના ફિરસ્તા અને મનુષ્યજાતિના સંરક્ષક મનાય છે. જેટલાને હિટલર મારશે તે બધા યુદ્ધના નિર્દોષ બલિ કહેવાશે અને જર્મનીના જેટલા મારવામાં આવશે તે બધાને સંસ્કૃતિની રક્ષાને ખાતર પાપીઓનો કરેલો સંહાર સમજવો પડશે. ભલા આ કેમ બની શકે છે? પણ અવિવાહ અને વિવાહના કારણથી આટલો ફેર પડી જાય છે.

હું — પણ તારા સિદ્ધાંત વિષે મને એક શંકા પડે છે.

સવાઈ — કઈ?

હું — કૃપાલાની પણ વિવાહિત છે, પરંતુ તે તો ઝઘડનાર માણસ જ મનાય છે ને? મેં સાંભળ્યું છે કે, આર્યનાયકમ્ અને સતીશબાબુની સ્થિતિ પણ કાંઈક આવી જ છે.

સવાઈ — કૃપાલાનીની બાબતમાં બે કારણ છે. એમણે હાલમાં જ લગ્ન કર્યું છે એટલે એની જૂની ટેવો હજુ બદલાઈ નથી. પણ બીજું જબરદસ્ત કારણ એ છે કે, આ ત્રણેની સ્ત્રીઓ બંગાળી છે. મેં શોધ કરી છે કે, જેમની સ્ત્રીઓ બંગાળી હોય છે તે ઘણું કરીને આ નિયમમાં અપવાદરૂપ હોય છે.

હું — શું બંગાળી સ્ત્રીઓ ઝઘડાને પ્રોત્સાહન આપનારી હોય છે?

સવાઈ — બિલકુલ નહીં. તેનાથી ઊલટું જ છે. તે ઘણું કરીને એટલી નરમ સ્વભાવની હોય છે કે પોતાના પતિઓના ઝઘડાળુપણા પર લગામ નથી નાખી શકતી; તેમને સદા અનુકૂળ રહે છે એટલે એમના પતિઓનું ઝઘડાળુપણું ઓછું થતું નથી.

હું — પણ બાપુ તો નાનપણથી જ વિવાહિત છે અને બા તો બંગાળી નથી. છતાંયે બાપુએ કેવી રીતે આટલી લડાઈઓ કરી અને હજી કરતા રહે છે? અંગ્રેજ સરકારને એમણે ઓછી નથી સતાવી. અને હિંદુ સમાજને પણ. મને લાગે છે કે, તમારો આખો સિદ્ધાંત બાપુના ઉદાહરણથી ખોટો ઠરે છે.

સવાઈ — એમ બની જ ન શકે. મેં બહુ વિચાર કરીને આ નિયમ શોધ્યો છે. બાપુની વાત હું પૂરેપૂરી સમજાવી શકું છું.

હું — હું સાંભળવા ઇચ્છું છું.

સવાઈ — બાપુ બહુ ચતુર છે. એમણે જોયું કે, જેમના ઘરમાં બહુ ઝઘડા થાય છે તે બહાર બહુ ઓછા ઝઘડા કરી શકે છે. એટલા સારુ જ્યારે એમને બહાર ઝઘડો કરવો જરૂરી લાગે છે ત્યારે તે ઘરનો ઝઘડો પતાવવામાં પોતાની બધી શક્તિ વાપરે છે. અને જ્યાં સુધી ઘરમાં ઝઘડો ચાલે છે ત્યાં સુધી બહાર તો શરૂ કરતા જ નથી. એટલા સારુ એમની ગણતરી ઝઘડા પતાવનારામાં જ થાય છે. પણ જ્યારે

બહાર ઝઘડો કરવાનું પ્રયોજન ન હોય ત્યારે એમના આશ્રમમાં બરાબર ઝઘડો ચાલતો હોય છે; પછી બહારનો ઝઘડો બરાબર ચલાવવા માટે તે તરત જેલમાં ચાલી જાય છે, જેથી ઘરના ઝઘડાનો પ્રસંગ જ ન આવે. આ વાત બહારના લોક જાણતા નથી. એટલા ખાતર તો મેં સિદ્ધાંત બનાવ્યો છે કે, જે વિવાહિત છે તેમની ખ્યાતિ ઝઘડાવાળાઓમાં નથી થઈ શકતી અને જેને પત્ની નથી તેને શાંતિવાદી તરીકેની ખ્યાતિ મળી શકતી નથી. આમાં જેની સ્ત્રીઓ બંગાળી છે તે અપવાદ છે.

હું — તો હવે શું કરી શકાય? આનો કોઈ ઉપાય છે ખરો?

સવાઈ — બહુ સહેલો છે. મનુષ્યોમાં ઝઘડા ઓછા કરવા હોય તો એમનામાં એવા વિવાહ થવા જોઈએ, જેમાં પતિપત્નીની વચમાં હંમેશાં થોડી થોડી કચકચ ચાલ્યા કરે. જો બહુ જોરમાં લડાઈ થાય તો કદાચ તેઓ એકબીજાને છોડી જાય. એટલા સારુ તે લડાઈ બહુ જોશથી ન થવી જોઈએ અને કોઈ પત્ની સિવાયની કે પતિ સિવાયની વ્યક્તિને કોઈ પણ સંસ્થાના સભાસદ ન થવા દેવી જોઈએ.

હું — આ કેવી રીતે બની શકે?

સવાઈ — જો બધા ગૃહમંત્રીઓ આ વાત માન્ય કરે તો તેઓ કાયદો કરી શકે. અને ઓછામાં ઓછું કોંગ્રેસના લોકોને તો જમનાલાલ બજાજ વિવાહ કરવામાં મદદ આપી શકે. જે રીતે ગાંધી સેવા સંઘના અધિવેશનમાં ઘણું કરીને એકાદ વિવાહ થયા વિના રહેતો નથી, તે રીતે કોંગ્રેસના અધિવેશનમાં હજારેક લગ્ન કરાવવાં એ આઠ પ્રાંતોમાં રાજ્ય કરનાર સંસ્થા માટે મુશ્કેલ ન હોવું જોઈએ. જે લગ્ન કરવા ન ઇચ્છે તેને કોંગ્રેસનું ચાર આનાનું સભ્ય પણ ન રાખવું જોઈએ.

હું — પણ નાગરિકોની મૂળભૂત સ્વતંત્રતા પર આનાથી તરાપ નથી પડતી?

સવાઈ — નાગરિકતાનો હક્ક વિવાહિતોને સારુ જ રાખવો બસ છે. જેનું કોઈ રડનાર નથી તેની નાગરિકતા શું કામની?

સંપાદક ભાઈ, સવાઈએ એટલા દાખલાદલીલ સાથે પોતાનો સિદ્ધાંત મૂક્યો છે કે, મને આ વખતે તો શંકા જ નથી રહી. હું તમને આગ્રહ કરું છું કે, તમે એના કહેવા પર ધ્યાન આપો અને દુનિયાના ભલા ખાતર એણે સૂચવેલો કાયદો કરાવી લો. કોઈ પણ રીતે તમારા ઝઘડા પતી જાય તો મને બહુ આનંદ થશે.

**ઑક્ટોબર, ૧૯૩૯** તમારા

**આશ્રમનો ઉલ્લુ**

## ૧૧

## છેલ્લા રામ રામ

સંપાદક ભાઈ,

કાલે રાતે એક અણધારેલી ઘટના બની ગઈ. ત્રણ દિવસ પહેલાં સવાઈ ભૂશુંડીએ મને કહ્યું "કાકા, હું થોડા દિવસ આશ્રમમાં નહીં આવું. એક કાગડીનો સાથીદાર મરી ગયો છે અને તેનાં ઈંડાં સંભાળવાને તેને મારી જરૂર છે. એટલા સારુ હું ત્યાં જ રોકાઈશ."

દરરોજ પ્રમાણે કાલે રાતે પણ હું મારા ખોરાકની શોધમાં નીકળી પડ્યો. એક ઝાડના ઉપરના ભાગમાં એક કાગડો મારી નજરે પડી ગયો. મેં વેગથી જઈને એની ગરદન પકડી લીધી અને મારી ચાંચની ટોચથી તેને ઘાયલ કરી દીધો. જ્યારે એ 'કા' કરીને ચીસ પાડી ઊઠ્યો ત્યારે હું ચોંકી ઊઠ્યો. મેં જોયું કે મેં મારા સવાઈને જ પકડી લીધો હતો. મને બહુ દુઃખ થયું. હું બોલી ઊઠ્યો "અરે, સવાઈ, આ શું થઈ ગયું? તું આટલો ડાહ્યો હોવા છતાંયે ઝાડની અંદર છુપાઈને કેમ ન બેઠો? ચાંદની રાતમાં આછું દેખાય તે વખતે ઝાડની બહારની ડાળી પર કેમ બેસી રહ્યો? અથવા મને પહેલેથી ખબર કેમ ન આપી કે તું આ ઝાડ પર રહેશે? તો હું આ તરફ લટાર મારત જ નહીં. હવે હું શું કરું? મેં તારી ગરદન પર એટલો ઊંડો ઘા કરી

દીધો છે કે, હવે તારે માટે જીવતા રહેવું અસંભવિત છે. મને બહુ શોક થાય છે કે આખરે હું જ પોતાના મિત્રનો સંહારક બન્યો.

આ સાંભળીને સવાઈ મલકાયો અને ધીમા અવાજે બોલ્યો, "શોક ન કરો, કાકા. શોક કરવા જેવી કોઈ વાત બની જ નથી. गतासूनगतासूंश्च नानुशोचन्ति पंडिताः । પોતાના સ્વભાવ અનુસાર તમે પરમાત્માએ નિયત કરેલો તમારો ખોરાક શોધવા અહીં આવ્યા અને હું જ તમારા પંજામાં આવ્યો એ પણ માત્ર સંયોગ જ છે. અને આને હું શુભ સંયોગ માનું છું. હું ભગવાનનો ઉપકાર માનું છું કે હું માત્ર એક ભાઈનો જાન બચાવવામાં જ ઉપયોગી નથી થયો, પોતાના એક મિત્રની ભૂખ ભાંગવામાં પણ થયો છું. આપણે માણસ તો છીએ નહીં કે બુઢ્ઢા થઈને પથારીમાં સડતાં સડતાં આવેલા મોતને કુદરતી માનીએ અને સારી સ્થિતિમાં રહીને બીજાના ખોરાક થવા માટેના મરવાને અકાળ મૃત્યુ માનીએ. સ્વભાવસિદ્ધ પરમાત્માનું જ્ઞાન રાખનારા આપણે પંખીગણ સારી રીતે જાણીએ છીએ કે, આ આખી દુનિયા તે પરમાત્માનો ખોરાક જ છે અને મોત એ કેવળ તેનો વિધિ છે. એટલા માટે કાકા તમે શોક કરવો છોડી દો. જે રીતે તમે મને હૃદયમાં સ્થાન આપ્યું તે રીતે પેટમાં જગ્યા આપી દો."

હું — ના, ના, ભૂશુંડી, આ તું શું કહે છે? હું પોતાના મિત્રને કેવી રીતે ખાઈ શકું? તારા આ વિનોદને લીધે મને વધુ દુઃખ થાય છે. હું શું કરું? કહે તારો જાન બચાવવાનો કોઈ ઉપાય નથી શું?

સવાઈ — ના. તમારી સાચી મિત્રતા મારો અંત જલદીમાં જલદી લાવવામાં જ છે. જો તમે મને આમ જ છોડી જશો, તો હું જાણતો નથી કે કોણ જાણે હજુ કેટલા કલાક મારે દારુણ કષ્ટ ભોગવવું પડશે; અને પાછું આ શરીરને જમીન પર સડવા માટે ફેંકી દેવાથી પણ શો ફાયદો થશે? તમારી ભૂખ શાંત કરવામાં જ આનો સારામાં સારો ઉપયોગ છે. એટલા સારુ મહેરબાની કરીને મને જલદી ખતમ કરી દો.

સંપાદક ભાઈ, મને સવાઈની વાત બરાબર લાગી. પણ મારો જીવ ન ચાલ્યો કે હું પોતાના મિત્રને જલદી પૂરો કરી દઉં. મેં કહ્યું, "ના, ના. સવાઈ. હું જાણું છું કે તને બહુ કષ્ટ થાય છે. છતાંયે જ્યાં સુધી તારામાં બોલવાની શક્તિ છે, ત્યાં સુધી હું તારા ડહાપણની વાતો સાંભળવાનો લોભ છોડી નથી શકતો. તું પોતાનો આખરી સંદેશો મને આપતો જા."

સવાઈ કણતાં કણતાં બહુ મુશ્કેલીથી બોલ્યો, "હવે મારામાં વધારે બોલવાની શક્તિ રહી નથી. છતાં હું તમારી મારાથી જેટલી બની શકે તેટલી આખરી સેવા કરવાને તૈયાર છું. કહો, હું કયા વિષય પર બોલું?"

હું — આશ્રમવાળા અને એવા જ પ્રકારના બધા લોકો માટે કંઈક કહે.

સવાઈ — ઠીક તો તમારાથી જ શરૂ કરું છું. તમે હવે આ આશ્રમને છોડીને ચાલ્યા જાઓ. ઉલ્લુ થવું સારું છે, પણ આશ્રમના ઉલ્લુ થવું સારું નથી.

હું — પણ હવે આટલા વર્ષની માયા કેવી રીતે છૂટે?

સવાઈ — જુઓ, કદાચ, મને ખાધા બાદ છૂટી જાય!

હું — આજ સુધી મેં કાંઈ ઓછા કાગડા નથી ખાધા. શું તને પચાવ્યાથી હું ઉલ્લુનો કાગડો બની શકું?

સવાઈ — જુઓ, હું તમને ડહાપણની વાત કહું છું. આશ્રમવાસી જ રહેશો તો પાકા ઉલ્લુ બની જશો. પછી ખુદ બાપુ લાખ વાર કહેશે તો પણ તમારું ઉલ્લુપણું જઈ નહીં શકે. શું તમને ખબર નથી કે કૉંગ્રેસના બધા ગાંધીવાળાઓએ હવે ગાંધીજીને છોડી દીધા છે?

હું — ઠીક. હું તારી શિખામણ પ્રમાણે ચાલવાનો પ્રયત્ન કરીશ. હવે બીજાઓ માટે શું કહેવાનું છે?

સવાઈ — બાપુ અને વિનોબાને કહેજો કે, જ્યારે જ્યારે તમે તમારે મોઢેથી એવું જાહેર કરતા હતા કે, સત્ય, અહિંસા અને ચરખાનો જેટલો વિચાર અમે કર્યો છે એટલો બીજા કોઈએ નથી કર્યો, ત્યારે ત્યારે સવાઈ ભૂશુંડીના દિલમાં ખટકો લાગતો.

હું — તો શું એમની એ વાતો બરાબર નથી?

સવાઈ — હોયે પણ અને નયે હોય. પણ એમની પાસે એવું કયું થરમૉમિટર છે, અને હોય તો પણ ક્યારે એમણે દરેકના હૃદયને લગાડીને માપ લીધું છે? એ જ મને ખટકે છે.

હું — ખેર, તું ચાહે તે કહી શકે છે.

સવાઈ — તો શું તમને આમાં માઠું લાગે છે? તો મારે કોઈ માટે કશું કહેવું જ નથી.

હું — ના હું એ વિચારી રહ્યો છું કે, તું પણ આખર સુધી પોતાના ડહાપણનો ઘમંડ છોડી શકતો નથી.

સવાઈ — ઘમંડ છે કે આ રીતે બોલવું એ મારો પ્રકૃતિધર્મ જ છે? પણ હું આ ઘમંડમાં નથી કહેતો. પોતાના સ્વભાવ અનુસાર તમારા કહેવાથી કહું છું.

હું — ઠીક. નરહરિ, પરીક્ષિતલાલ વગેરે જેની પાસે આપણે રાતદિવસ રહેતા આવ્યા તેમને માટે કંઈ ના કહે?

સવાઈ — હા, હા. નરહરિને કહેજો કે જ્યારે તમે જોરથી સાચું બોલો છો, ત્યારે તમને લોકો કાંટાથી ભરેલું ગુલાબ સમજે છે અને જ્યારે ગંભીરતાથી મૌન રાખો છો, ત્યારે લોકો તમને કરમાઈ ગયેલ પાંખડીનું ગુલાબ સમજે છે. તમે કાંટા વગરનું તાજું ગુલાબ કેમ નથી બનતા? અને પેલા પરીક્ષિતલાલને કહેજો કે, તે ઠક્કરબાપાને સૂચના કરે કે હરિજનો માટે એક નવો ઝંડો બનાવે અને તેના ઉપર કાગડાનું ચિહ્ન મૂકે અને કાગડાનું માન વધારવામાં આવે.

હું — હું તારી કોઈ વાત સમજતો નથી, પણ તું જેમ ચાહે છે તે પ્રમાણે બધાને કહીશ. હવે ગાંધી સેવા સંઘ માટે કંઈક કહેતો જા.

સવાઈ — એને કહો કે, જોઈએ તો ગાંધીને રાખો, જોઈએ તો સેવાને રાખો અને જોઈએ તો સંઘને રાખો. ત્રણેને સાથે રાખવાના પ્રયત્નમાં પેલા મદારીના જેવો કિસ્સો બની જશે, જે વાંદરો, બકરો અને સાપને લઈને વરસાદમાં નદી પાર કરી રહ્યો હતો. અને એ પણ કહેજો કે, આત્માના અસ્તિત્વની જરૂર છે, તો પણ શરીરનું હલન-ચલન પ્રાણ જ કરી શકે છે. અને કહેજો કે, જોકે ત્રાજવાની દાંડીનું

મધ્યબિંદુ જ ન્યાયઅન્યાય પારખી શકે છે, તો પણ વજન ઊંચકવાને ત્રાજવાની દોરીઓ અને દાંડી મજબૂત હોવી જોઈએ. એટલા સારુ સંઘ કોઈ પ્રાણવાન અને મજબૂત દંડવાળા માણસને સોંપો. તુલાધર વાણિયો એનો હિસાબ ભલે લખતો રહે.

હું — આ ટોણો તું કિશોરલાલને મારે છે કે ધોત્રેને?

સવાઈ — હું કોઈને ટોણો નથી મારતો. તે બંને સજ્જન છે. મારા દિલમાં બંને માટે આદર છે. મરતી વખતે હું આવા સજ્જનોની શી રીતે મશ્કરી કરું? મેં તો માત્ર સંઘના હિતને સારુ જે કંઈ સારું લાગ્યું તે કહી દીધું. પણ હવે મારાથી વધારે નથી બોલાતું. બહુ પીડા થાય છે. હવે મને સમાપ્ત કરી દો.

હું — ના. આખરે 'સર્વોદય'ના સંપાદકો, જેમણે આજ સુધી મારા પર બહુ ઉપકાર કર્યો છે, તેને માટે કંઈ કહે.

સવાઈ — એમને માટે શું કહું? કાકા તો તે માછીમારોની ટોળીના છે, જેની નામાવલી કબીરે એક સાખીમાં આપી છે. આસ્તિક અને કેટલાયે નાસ્તિક દર્શનકાર હિંદુસ્તાનની બધી માછલીઓને પકડવામાં હજુ સુધી સફળ નથી થયા, એટલા સારુ કાકા હવે કેળવણીદર્શનની એક નવી જાળ ફેલાવવા માગે છે. એનો પ્રથમ સિદ્ધાન્ત છે કે, જે શુદ્ધલેખન અને વ્યાકરણની ભૂલ કરે છે — એટલે કે કાકાના નિયમોથી નથી ચાલતા તે ચારિત્ર્યભ્રષ્ટ માણસના જેવો છે. ભવિષ્યના હિંદુસ્તાનમાં ચારિત્ર્યરક્ષા વ્યાકરણ અને શુદ્ધલેખનના જ્ઞાનથી જ થવાની છે. એને કહેજો કે, ઉલ્લુનો દોસ્ત સવાઈ ભૂશુંડી કહી ગયો છે કે, તમે હિંદુસ્તાન માટે હવે કોઈ નવું દર્શન ન શોધો અને ભૂતકાળના દૂરબીનથી ભવિષ્યજીવનનું અવલોકન ન કરો, બલ્કે બધાં જૂનાં દર્શનોને ભૂલવાનું કોઈ શાસ્ત્ર તૈયાર કરો. અને કહેજો કે, કોયલથી કાગડો વધારે સભ્ય પ્રાણી છે. દાદાને કહેજો કે, પોતાની આંખોનો ઇલાજ કરે. તે બગડે છે એટલા સારુ કે તે આંખો તમારી હોવા છતાં તમે તેને બીજાની દૃષ્ટિ જોડે મેળવવાનો જ પ્રયત્ન કરતા રહો છો, આ કસરત સારી નથી.

હવે બસ કરો. હવે મારા હૃદયમાં ચાંચ મારીને મને પૂરો કરી દો.

હું — મારી બુદ્ધિ તારી વાત મંજૂર રાખે છે. પેટમાં ભૂખ કકડીને લાગેલી છે પણ ચાંચ ઉપાડવા જીવ નથી ચાલતો. શું કરું?

સવાઈ — એ જ શીખો. આજે મારી પાસેથી છેવટનો એ જ પાઠ શીખો. જ્યારે બુદ્ધિ યોગ્ય કહે છે, જરૂરિયાત સાથ આપે છે છતાંયે મન ડરે છે, તો તેને કમજોરી સમજો. આ તો પેલા બચ્ચા જેવી વાત થઈ, જેને પાંખો ફૂટેલી છે, હવા પણ સારી છે પણ છતાંયે તે ઊડતાં ડરે છે. આવા બચ્ચાને અમે માળામાંથી બહાર કાઢી મૂકીએ છીએ અને તે તરત જ ઊડવા લાગે છે અને અમારો આભાર માને છે. તે જ પ્રમાણે હિંમત કરીને મને એકદમ મારી નાખો.

સંપાદક ભાઈ, છેવટે મેં એ જ કર્યું. ચંદ્ર તરફ જોઈને મેં મારી આંખો ઉઘાડી નાખી એટલે હું આંધળા જેવો બની ગયો. પછી મનમાં મહાત્મા ગાંધીની જય બોલીને જોરથી સવાઈના કલેજામાં ચાંચ ભોંકી દીધી. એનું મોઢું ઊઘડી ગયું અને તે સદાને માટે શાંત થઈ ગયો.

આ રીતે હું મારા પ્યારા મિત્રના મૃત્યુનું નિમિત્ત બન્યો. પછી એના ગુણોને યાદ કરતો કરતો હું એને ત્યાં જ બેસીને ખાવા લાગ્યો. એ મારા મનની એક બહુ વિચિત્ર દશા હતી. મારી આંખોમાંથી આંસુની નદીઓ વહેવા લાગી. પણ સાથે જ મારા મનમાં વિચાર ચાલતો હતો કે, આજે હું ધન્ય બન્યો. આજે હું એક બહુ પવિત્ર ખોરાક ખાઈ રહ્યો છું. મારો પરમ મિત્ર આજે મારી નસેનસમાં પ્રવેશ કરશે. મારું લોહીમાંસ બનશે. એના માંસથી મારા માંસને બળ મળશે. મનથી તો અમે હંમેશાં એક જ હતા પણ હવે શરીરે પણ એક થયા, એ મોટા સૌભાગ્યની વાત છે. વેદાન્તમાં પણ જે અદ્વૈત સંભવિત નથી તેનો હું આજે અનુભવ કરી રહ્યો છું. સંપાદક ભાઈ, ભૂખ શાંત પડ્યા પછી જે આનંદ થાય છે, તેનો મેં કેટલીયે વાર અનુભવ મેળવેલો છે. મને આજે માત્ર ભૂખ ભાંગ્યાનો જ આનંદ નહોતો, પણ પોતાના મિત્રથી અદ્વૈત થવાની કૃતાર્થતા પણ હું અનુભવી રહ્યો હતો. અને સાથે જ હવે સવાઈનો સ્થૂળ સહવાસ નહીં મળે, એના શોકની લહરી પણ મનમાં ઊઠતી હતી. તમે કિશોરલાલ પાસે

આ સ્થિતિનું 'મનોવિશ્લેષણ' માગજો. પણ, હા, હવે મારો અને તમારો વ્યવહાર કેવી રીતે રહેશે? હું તો મારા મિત્રના આદેશ પ્રમાણે આશ્રમ છોડીને જાઉં છું. ખેર, છતાંયે તમે તમારા સંતોષ માટે પૂછજો.

આજ સુધી તમે મારા લેખોને 'સર્વોદય'માં સ્થાન આપ્યું અને મેં પોતાના લેખોથી તમારાં પાનાં ભરી દીધાં એનાથી મારા ખ્યાલ પ્રમાણે આપણો હિસાબ તો બરોબર થઈ ગયો છે. એટલા સારુ આભાર માનવા માટે પત્રવ્યવહારને સ્થાન નથી. તો હવે છેવટના રામરામ!

**નવેમ્બર, ૧૯૩૯**

તમારા

**આશ્રમનો ઉલ્લુ**

# નોંધ

## આશ્રમના ઉલ્લુ અને સવાઈનો વિયોગ

'સર્વોદય'ના બધા રસિક વાચકોને એ જાણીને દુ:ખ થશે કે, હવેથી તેઓ 'સર્વોદય'નાં પાનાંમાં 'સવાઈ ભૂશુંડી'ની માર્મિક અને નિરુપદ્રવી વિનોદભરેલી વાતો નહીં વાંચી શકે. સવાઈએ કેટલાક મહિનાઓ સુધી તેમનું મનોરંજન કર્યું અને અપ્રત્યક્ષ રૂપે વસ્તુકથન પણ કીધું. અમને એ ખબર છે કે, અમારા કેટલાક ગંભીર પ્રકૃતિના સહૃદય મિત્રો પણ સવાઈની વાતો બહુ રસથી વાંચતા હતા. તેનું પણ પોતાનું એક 'દર્શન' હતું. એના સંવાદો વાંચીને કેટલાયે વાચકોની વિનોદવૃત્તિ જાગ્રત થતી હતી. 'મનુષ્યોના ઝઘડા'નું એનું વિવેચન વાંચીને એક પરિચિત મિત્રે નીચે પ્રમાણે એક સુંદર કાગળ લખ્યો છે:

"'સર્વોદય'ના સંપાદક પર અમારો આબરૂની નુકસાનીનો દાવો કરવાનો વિચાર છે. વિધુર અને અવિવાહિત પ્રત્યે તેણે બહુ અન્યાય કર્યો છે. જુઓ, અમારા સેગાંવ આશ્રમની જ વાત લો. શ્રી. મુ. વિવાહિત છે અને તેમની પત્ની બંગાળી પણ નથી. એક દિવસ આશ્રમના ઉલ્લુને સેગાંવ મોકલો અને મુ.ની સાથે બાથંબાથી થઈ જવા દો, જોઈએ કોણ જીતે છે. અને બિચારા શ્રી. ભ. અને શ્રી. કૃ. તો અવિવાહિત જ છે. પણ ઘેટા કરતાંયે નરમ છે. સાચેસાચ આશ્રમનો ઉલ્લુ તો ઉલ્લુ જ છે! મોટી મુશ્કેલી તો એ છે કે, 'કેસ' કોની અદાલતમાં દાખલ કરું? એવી અદાલત હોવી જોઈએ, જે ન તો વિવાહિત હોય કે ન તો અવિવાહિત. તમારી જાણમાં કોઈ છે?"

આશ્રમના ઉલ્લુ અને સવાઈનો સંવાદ કેટલો રુચિકર હતો તેનું આ રોચક કાગળ એક ઉદાહરણ છે.

એ તો અમે પહેલાં જ કહી ગયા છીએ કે, સવાઈ એક જ આંખથી જોતો હતો. પણ આપણે બંને આંખોથી જોવા છતાં પ્રત્યેક પદાર્થની એક અથવા દોઢ જ બાજુ જોઈ શકીએ છીએ ને? કોઈ પણ વસ્તુનું આપણને સંપૂર્ણ દર્શન તો થતું જ નથી. કોઈ ટીકાકારે ઠીક જ

કહ્યું છે કે, "We are all short sighted. We very often see but one side of an object." (આપણે બધા જ અલ્પદર્શી છીએ. આપણે ઘણું કરીને પદાર્થની એક જ બાજુ જોઈએ છીએ.)

જ્યારે બંને આંખોથી અને આજકાલ તો બે આંખો અને બે ઉપનેત્રોથી જોનારા દાર્શનિકોના આ હાલ છે, તો સવાઈ ભૂશુંડીને દોષ કોણ આપી શકે? બે આંખોવાળાનું દર્શન પણ એક બાજુનું અને એકાંગી હોય છે. સવાઈનો એ દાવો હતો કે જ્યારે એક પક્ષ અને એક જ અંગ જોવું હોય, ત્યારે તે કામ એક આંખથી વધુ સારી રીતે થઈ શકે છે. એના 'એકાક્ષદર્શન'થી આપણે પાઠ શીખી શકીએ છીએ.

પણ ભૂશુંડીની યાદ આવતાં જ અમે તેની દૃષ્ટિનું વિશ્લેષણ કરવા બેસી ગયા. ભણેલાગણેલાનો દોષ જ આ છે. તેને શોકસભામાં ભાષણ આપવા કહીએ, તો ત્યાં પણ તે મૃત્યુના સિદ્ધાન્તનું વિશ્લેષણ કરવા મંડી જશે.

સવાઈએ અમને પોતાના અંતિમ નમસ્કાર મોકલી આપ્યા છે. પોતાના મિત્રની અંતિમ ઇચ્છા પૂરી કરવા માટે આશ્રમના ઉલ્લુએ જે પ્રમાણે તેના શરીરને બહુ પ્રામાણિકતાથી પેટમાં નાખ્યું, તે જ પ્રમાણે હવે તે આશ્રમમાંથી પણ વિદાય થવાનો છે. જે આમલીના ઝાડ પર તેનો વસવાટ હતો તે હવે ઉજ્જડ થઈ જશે.

ભૂશુંડીનું કાકદર્શન આ અંકથી સમાપ્ત થાય છે. એક રસિક મિત્ર તરીકેના સંબંધને કારણે ભૂશુંડી અને આશ્રમના ઉલ્લુનો વિયોગ અમને કેટલાયે દિવસો સુધી સાલ્યા કરશે.

નવેમ્બર, ૧૯૩૯ દા૦ પ્ર૦